શ્રી

# सति राणकदेवी.

## એક સોરઠી સુંદરીનું શિયળ ચરિત્ર.

રચીને પ્રસિદ્ધ કરનાર.

ભગવાનલાલ બાપાલાલ સૈયદ.

વિજાપૂર.

ગીતિ.

સતિ સ્ત્રિયો સુખી થાઓ, જાઓ સતિની અલાબલા ન્હાસી;
સગુણ પંથે સિધાવો, ધાઓ જ્યાંછે અનૂપ અવિનાશી ।

અમદાવાદ.

મામાની હવેલીમધ્યે યુનાઇટેડ પ્રિન્ટિંગ અને
જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યું.

સંવત ૧૯૪૪. સને ૧૮૮૮.

મૂલ આઠ આના.

# ગ્રન્થાર્પણ.

## ત્રોટક વૃત્ત.

અવધી અવધી સવિતા અવધી,
નવધી નવધી સુનિતી નવધી;
સુખ સંપતિ સંતતિ સાથ લઈ,
સતિ દ્રૌપદિ દેવિ તુ શીદ ગઈ !
ફરતાં હરતાં નહિ ચીત્ત ઠરે,
દુખ દુઃખ અતિ પડતાં નજરે;
પતિ પત્નિ વિશે વિષ ઊર સહી,
સતિ સિંત શિરોમણિ શીદ ગઈ !
કુમુદી વિરહે દિન ઇંદુપતી,
દિલગીરિ અતિ દિલમાં વસતી;
અતિ દંપતિ એવિં ન પ્રીત લહી !
સતિ શું દમયંતિ રિસાઈ ગઈ !
જનમાવ ફરી ફરિ જાનકી તું,
જનમાવ ફરી જસમા નકિ તું;
જનમાવ અરૂંધતિ સૂનિ મહી,
સતિ માણક રાણુક શીદ ગઈ !
ધન લોભ કરી ન કદી અરપું,
મુજ ગ્રંથ તને અરપી હરખું;
ભગવાન ભવોભવ ભક્તિ રહી,
સતિ માણક રાણુક શીદ ગઈ !

ભગવાનલાલ.

" The pilgrim travelling the world's vast stage,
At last does end his weary pilgrimage:
He now in pleasant valleys does sit down,
And for his toil receives a glorious crown.
The storms are past, the terrors vanish all,
Which in his way did so affrighting fall:
He grieves nor sighs no more, his race is run
Successfully, that was so well begun.
You'll say he's dead: Oh no, he cannot die,
He's only changed to immortality.
Weep not for him, who has no cause of tears:
Hush, then, your sighs, and calm your needless fears.
If anything in love to him is meant,
Tread his last steps, and of your sins repent:
If knowledge of things here at all remains
Beyond the grave, to please him for his pains
And suffering in this world: live, then, upright,
And that will be to him a grateful sight;
Run such a race as you again may meet,
And find your conversation far more sweet,
When, purged from dross, you shall unmixed possess
The purest essence of eternal bliss."

FROM THE LIFE OF JOHN BUNYAN;
PAGE 189.

# પ્રસ્તાવના.

આ મહાદેવીનું વૃત્તાંત વઢવાણમાં ભોગાવા નદીના તટ ઉપર આવેલ તેના ભવ્ય અને નકસીદાર ડેરા ઉપરથી, તેમજ રાસમાળા વગેરે ગ્રંથોનું અવલોકન કરવાથી જાણવામાં આવેછે. જે વખતમાં હાલના જેવી કેળવણી અપાતી નહોતી, જે વખતમાં ઊંચ કુટુંબનાં સ્ત્રી પુરૂષો પોતાનાં છોકરાંના સ્વાર્થ તરફ નજર કરી માત્ર ઘરખૂણે રહી કાગળનાં દોપિસ્તાં અને લાકડાની સાદી પાટી ઉપર છાણના ખરડા કરી ફરી ફરી બચ્ચાંઓ પાસે ઘુંટાવતાં હતાં, જે વખતે છોકરાંના મનની કેળવણી કરતાં તેમના તનની કેળવણી તરફ વિશેશ લક્ષ આપવામાં આવતું હતું, અને જે વખતે ટોબોલસ્ક, સેંટ હેલીના, કેપસેંટ વિનસ્યંટ, અગર મિસીસીપીનું થોડી જરૂરનું પોપટિયું જ્ઞાન કલ્પનામાં પણ નહીં જાણતાં, માત્ર આ દેશ માંહલી, થોડી પરંતુ પૂર્ણ અને ઉપયોગી બાબતો શિખવવામાં આવતી, તે વખતનાં માણસોનાં જ્ઞાન, બુદ્ધિ, દ્રઢતા, શૌર્ય, સદ્‌ગુણ, કૌવત અને પરાક્રમ સાંભળી, આપણે અત્યારસૂધી અતિશય પાંડિત્ય ડોળ્યા છતાં, રૂઢીને વશ થઇ ગયેલ આપણી હાલની પરતંત્ર સ્થિતી અને વિર્યહિનતા વગેરે આફતો આપણને કેટલી શોકમય કરેછે! અને આવીજ પદ્ધતિ જારી રખાયાથી બિજાં બસેં વર્ષમાં કેટલી જ્ઞાતિયોનાં નામ ઉપર મિંડાં મૂકાશે, તેનું પ્રમાણ બાંધવા જતાં આપણી આ પ્રિયજનેતા આર્યભૂમી માટે ઘણીજ ચિંતા ઉપજેછે!

ઇતિહાસને દોષ ન આવે માટે આ નાટકની નાયિકા રાણકદેવી-પોતાના પતિસહ બળી મૂઇ તેનો પણ આ પુસ્તકમાં ચિતાર આપવામાં આવ્યો છે. પરંતુ પોતાના

પતિ સાથે બળી મરે તેજ સતિ, તેજ સદાચારવાળી, અને તેજ પ્રશંસનિય કહેવાય, એમ મારૂં માનવું નથી; વળી સારા અગર નરસાને માટે જે રિવાજ બંધ પડ્યોછે, તેનું પુનઃસ્થાપન કરવા મારો હેતુ નથી; તત્રાપી વિપત્તિ અગર સંપત્તિમાં જે સ્ત્રી પોતાના પતિ પ્રતે અચળ પ્રેમ રાખે, અને કેવળ કલંક રહીત અવસ્થામાં આ અસાર સંસાર પાર ઉતરે, તેનેજ સતિ કહેવી, માનવી, અને લખવી, એવો મારો અભિપ્રાય છે; અને તે વિચારથીજ આ ગ્રંથની નાયિકાને "સતિ"નું વિશેષણ આપવામાં આવ્યુંછે.

સિદ્ધરાજ જયસિંહનું નામ આ દેશમાં પ્રસિદ્ધ તથા પ્રજા પ્રિયછે; જ્યાંસૂધી મારા વાંચવામાં અગર સાંભળવામાં એના વિરૂદ્ધ હકિકત આવી નહોતી, ત્યાંસૂધી મારૂં મત પણ એના વિશે ઊંચું હતું; પરંતુ આ નાટક લખવાનો વિચાર થતાં, જ્યારે જૂના ઇતિહાસનાં પાનાં ઉથલાવવાં પડ્યાં, ત્યારે સિદ્ધરાજનાં એક કરતાં વધારે વખતનાં દૂષ્ટ કૃત્યો માટે મને ઘણી દિલગીરી થઈ, જેથી આ પૂસ્તકના પૃષ્ટ ૭૪મે જે હકિકત આપવામાં આવી છે, તે કલ્પિત નહીં, પણ ઈતિહાસને આધારે છે.

હાલની વિચીત્ર કેળવણીથી કેટલુંક વિચીત્ર જ્ઞાન પામેલ અને વિચીત્ર વિકારમાં લીન થયેલ કેટલીક છકેલી અને છટેલી સ્ત્રિયો, જેઓ પરદેશિયોની નકલ કરી સ્ત્રીધર્મ ભૂલી બેઠી છે, તેઓ આ પૂસ્તકનો સારો ઉદ્દેશ લક્ષમાં લેશે તો, આ પૂસ્તક રચવામાં પડેલ શ્રમ સફળ થયો સમજાશે.

વિજયા દશમી; રવિવાર
તારીખ ૧૪ મી અકટોબર
સને ૧૮૮૮ મૂ. વિજાપૂર.

સૈયદ ભગવાનલાલ બાપાલાલ.

# सति राणकदेवी.

**પાત્ર.**

શેરપાવર........................કડલીપૂરનો રાજા.
સૂનેનાં...................................... તેની રાણી.
રાણકદેવી..............તેમની કુંવરી (રાખેંગારની રાણી)
કપટબૂદ્ધિ.............................શેરપાવરનો પ્રધાન.
રાખેંગાર.............................સૌરાષ્ટ્ર દેશનો રાજા.
સૂકીર્તિ....................................... તેનો પ્રધાન
જયધ્વજ...................................તેનો સેનાપતિ.
સિદ્ધરાજ જયસિંહ........અણહીલપૂર પાટણનો રાજા.
સામતુ. } મૂંજાલ. } ........................................તેના પ્રધાન. ઉદા. }
વિસલ અને દેસલ.....................રાખેંગારના ભાણેજ.
હડમત...મંઝેવડી ગામનો કુંભાર; રાણકદેવીનો પાળકપિતા.
રૂપલી ............................................તેની સ્ત્રી.
વિદ્યાધર...........................રાણકદેવીનો શિક્ષાગૂરૂ.
લક્ષબારોટ. } ભંગડબારોટ. } .........................સિદ્ધરાજ જયસિંહના ચંચબારોટ. } .........................દરબારના ભાટલોકો. રંગબારોટ. }
ડગાયચો. } .......................................રાણકદેવીના કુંવર. માણેરો. }

શિવાય જોશીબાવા, ચાકર નફરો, ખવાસ ખવાસણો, દાસ દાસિયો, અશ્વારો, પ્રતિહાર, ઇત્યાદિ.



# सति राणकदेवी.

## अंक १ लो.

### મંગલાચરણ.

પદ—રાગ ઠુમરી.

( કંગનવા મોરા કરસેં સરક ગયોરે; એ રાહ. )

દેવાધિદેવ સેવકને, સાહ્ય થશોરે,
પૂસ્તક પ્રિતે પ્રારંભૂ, સૂમતી દે સ્વયંભૂ; દેવાધિ.
ગહન ગતિ તારિરે, જાયે ન વિસ્તારિરે;
મહર્ષી બેઠા હારી,
ત્યાં શી અટકળછે મારી, જ્યાં અક્કલ જાયે મારી;
જળ સ્થળ વાદળમાં, "તૂંહી તૂંહી," રે; દેવાધિ.

( સર્વે નાટકકારો પ્રથમ એકઠા થઈ એક સ્વરે. )

રાગ કલ્યાણ.

પ્રિય શ્રોતાજનો, સહુ વંદિયે અમો;
નારીને નોધારિ ધારી, લક્ષ દો તમો; પ્રિય; ટેક.
આજ કાલ આ આર્ય દેશમાં, નારીને મહા દુઃખ;
સહૂ સજ્જનો સંપ કરિને, સંપાડો અતિ સૂખ; પ્રિય.
દુઃખ હરનારી સુખ કરનારી, નારિ રતનિ ખાણ;
એજો પિડા પામેતો બહુ, પરિણામે નૂકશાન; પ્રિય.
સિતા દ્રૌપદિ દમયંતિ જેવી, નારીની થઈ તાણ.
ભોજ ભીમ વિક્રમ જેવાનાં, રહી ગયાં આખ્યાન; પ્રિય.
બાળ લગ્ન સ્વયંવર કેરા, સૂધારાનાં ધ્યાન;
નરો, ધરો, હરો, આ સંકટ, સૂણતામાં શૂભ બ્યાન; પ્રિય.
જનમ્યાનું કાંઈ સાર્થક કરશો, ગવાય ગૂણનાં ગાન;
કેડ બાંધિને ધૂમો બંધુઓ, ભાવી છે ભગવાન; પ્રિય.

( પડદો પડ્યો. )

# પ્રવેશ ૧ લો.

## સ્થળ—રાજ્ય મેહેલ.

શેરપાવર. ( થોડીવાર પછી ) પ્રતિહાર, પ્રધાન વગેરે.

શેરપાવર—( ઘડીમાં પાટ ઉપર, ઘડીમાં ખાટ ઉપર, ઘડીમાં ભોંય તાટ ઉપર, એમ અતિ અધિરાઈ અને આતુરતાથી બેસી વાટ જોતાં )—

### રાગ પિલુ, તાલ દીપચંદી.

જય જય જય જય જગધાર, અહા ! માનું તારા ઉપકાર;
અંધને દિધી આંખ અચીત, ચિત્તભ્રમને દિધું તેં ચિત્ત.
ભૂખ્યા તર્શાને દિધ અન્ન પાણી, વા'ણ વાળ્યાં તેં સારંગપાણી;
હોતી મૂને કોની સાથ રાશ, ભમતો ભવમાં થઈ નિરાશ.
વંઝ્યા મે'ણું હતું મુજ શીર, લોહી બાળ્યું વિના તકશીર;
વાડિ વજીફાને મણિ મ્હેલો, કે'તો ફરિ ફરિ પૂગ્યો મેલો.
ગાડી ઘોડા હાથી અને બેલ, વંડી ગયાં વિના મુજ બેલ;
રાજ્ય પાટ લાગ્યાં સ્મશાન, સારા નરસાનિ રહી નહીં સાન.
વૃદ્ધ અવસ્થા થઈ મ્હારી, ગઈ અક્કલ નિશંક મારી;
ભક્તિ કરવા ઉપર થયો ભાવ, કનક કથીર થયાં એક ભાવ.
તાકિ રહ્યા'તા પિત્રાઈ ચારે, રાજા બનવું'તું ડોમાં ચારે;
મ્હેં ન્હૂએ ન વાંઝિયો જાણી, ઘણો કંકાસ કરતિ'તી જાની.
અભિમાનિને દેવા શીખ, પ્રભૂ આપી મોટી આ શીખ;
કાલુ કાલુ બોલે નીજ બાળ, એવા સુખમાં બિજુ સુખ બાળ.
જક કરતાં લેવા ચીજ કાંઈ, પરિણામ વિચારે ન કાંઈ;
આવે અનુભવ એવો નજીક, પૂત્ર પૂત્રિની રે' શિરજીક.
પૂત્ર પ્રસવે તો સહૂ પિડ ભાગે, પૂત્રિ થાતાં મે'ણું નહિ ભાગે;
વે'મી મારો ઘણોછે સ્વભાવ, જોઇએ બને કેવા ગ્રહ ભાવ.

પારી દેજો નસિબતો સારૂં, કુટુંબ ક્લેશ થતો વિસારૂં;
પત રે' તો પ્રભૂ પાડ દેવો, જોજો સામું ભલા ઇષ્ટ દેવો!

(આમ તેમ ફરતાં ફરતાં.)

અરે પ્રભૂ! તારૂં પામર પ્રાણી પરમ દિવસથી પ્રસવ પિડા ભોગવેછે, માટે હવે એના તું સત્વર છુટા છેડા કર?

(એટલામાં પ્રતિહાર પ્રવેશ કરેછે.)

**પ્રતિહાર**—(મોટે સ્વરે) આસ્તે કદમ, નિધા રોશન, ઉમર દોલતજાદા, મહારાજા સાહેબ મ-હે-ર-બા-ન-સ-લા-મ!

**શેરપાવર**—(અધીરો થઇને) શું પ્રતિહાર, રાણીને કૂમાર પ્રસવ્યો?

**પ્રતિહાર**—(જરા ખંચકાઇને) મહારાજાધિરાજ, રંગમેહેલમાં બેરાં દોડાદોડ કરી રહ્યાંછે, માટે હવે વિશેશ વિલંબ હોય એમ લાગતું નથી, પરન્તુ પ્રધાનજી પધાર્યા તેની વરદી આપવા આવ્યોછું.

**શેરપાવર**—ભલે તેમને અહીં આવવા દો?

(પ્રતિહાર જાયછે, અને પ્રધાન પ્રવેશ કરે છે.)

**પ્રધાન**—(રાજ્યરિતી પ્રમાણે મૂજરો કરી) આયુશ્માન મહારાજા શેરપાવરનો જય જય!

**શેરપાવર**—કેમ પ્રધાનજી, રાણી પાસે બંદોબસ્તતો બરાબર છે? જરૂર પડે હકીમ, સૂયાણિયો તૈયાર રાખ્યાંછે?

**પ્રધાન**—પૃથ્વિપતિ, જ્યાં આગળ મહારાણી સાહેબ બિરાજેલાં છે, ત્યાં આગળ જરૂરની સ્ત્રિયો શિવાય બિજા કોઇને જવા દેવાની મનાઇ કરવામાં આવીછે; થોડે દૂર એક બાજુએ બ્રાહ્મણોમાંથી કોઇ રામ રક્ષા, તો કોઇ વિશ્નુસહસ્ત્ર નામ, કોઇ ચંડી તો કોઇ શીવકવચ, એમ વિદ્વાન ભૂદેવો ઇશ્વરાધના કરવા મંડી પડ્યા છે; જોશીબાવા એકાગ્રચિત્તથી ઘડી માંડી જન્મ કૂંડળી કરવા તૈયાર થઇ

રહ્યાછે; બિજી બાજુએ નગરમાંના કૂશળ હકીમ, વૈદ્યો, તથા સૂયાણિયો, એક બિજાંની સલાહથી દવા આપવામાં ગૂંથાયાંછે, જેથી હવે થોડી વારમાં ઈશ્વરેચ્છા છે તો વિશ્વરત્ન કૂળદિપક કૂમાર પ્રસવ્યાની વધામણી આવે છે!

**શેરપાવર—અસ્તૂ, અસ્તૂ.**

(એટલામાં પડદમાં અવાજ થાયછે.)

**"કુંવરી, કુંવરી, લક્ષ્મિ, લક્ષ્મિ"!**

**શેરપાવર**—(જરા ખેદ પામી.) પ્રધાનજી સાંભળ્યું કે?

**પ્રધાન**—હાજી, નરેંદ્ર! ઇશ્વરે આજ કુંવરીબા આપ્યાં તો મહારાજાનું નામ અમર રહેવા કાલ સૂકુમાર યુવરાજ આપશે; વળી પ્રથમતો લક્ષ્મિજ જોઇએ.

**શેરપાવર**—હા—લૂંટાતાં જે કાંઈ પાસે રહે તેનો લૂંટાયલાને લાભજછે! જેવી નિયંતાની મરજી! એર વાંઝિયામહેણુંતો ટળ્યું! ત્યારે તમે આપણી કુળરિતી પ્રમાણે, જે કોઇને આપવું ઘટે તે આપો, અને જોશીબાવા કુંવરીની કૂંડળી ઉપરથી કેવો ગ્રહભાવ દર્શાવે છે, તે તાકીદે નક્કી કરો! દરમ્યાન મને એ ત્રણ દિવસનો ઉજાગરો હોવાથી હું જરા આડો થઊંછું.

**પ્રધાન**—(ઉઠતાં) જેમ છત્રપતિની આજ્ઞા!

(પ્રધાન જાયછે, અને રાજા આરામ લે છે.)

---

# પ્રવેશ ૨ જો.

## સ્થળ—રાજ્યમાર્ગ.

### પ્રધાન તથા જોશીબાવા.

**પ્રધાન**—જોશીમહારાજ, હું આપની પાસેજ આવતો હતો, એટલામાં આપનાં અહીંજ દર્શન થયાં; કેમ કુંવરી

બાઈની કૂંડળી કેવીછે ? મહારાજાને ગ્રહનો ઘણો અંદેસો રહેછે !

**જોશી**—(પાટિયા ઉપર કરી આવેલ નિશાનીઓ બતાવી) મહારાજ, ભાવતો એવોછે કે બાઈ મહા પરાણે ચાર પાંચ વર્ષ જીવે, અને એટલા વખતમાં પણ રોજ આધિવ્યાધીની ઉપાદી રહે.

**પ્રધાન**—જોશીબાવા, આ ગપોડું મારોછો કે ખરી વાત છે, કારણ જેવુંતેવુંતો અમે પણ બોલી જાણીએ છીએ!

**જોશી**—મહારાજ, અમે કાંઈ બાઇના નસીબમાં પેસી નિકળ્યા છિયે ? એની મૂર્ખચર્ચા, જન્મકાળ, જન્મ સ્થિતી જોઈ અમે અમારો અભિપ્રાય બાંધિયે; નિકર ઘણીએ જોશ જોઇને મેં મારી કન્યાને ગઇ સાલ પરણાવી હતી અને (દિલગીર થઇને) આ સાલ બાઇનો પતિ ક્ષયરોગથી પાછો થયો!

**પ્રધાન**—ત્યારે મહારાજાને કાને આ વાત નાંખું ?

**જોશી**—      ગજલ.

(સમાલ તેરી અદાકું જરા—એ રાગ.)

પ્રધાન ધરિ કાંઈ ધ્યાનને વિચારો અતિ;
ગયો વખ્ત તે આ જગમાં ફરી આવ્યો નથી !   પ્રધાન૦
ભારે પ્રસંગ આવ્યો હાથ તમે છોડી દઈ;
વિમાસશો પછી ખૂબ તમારિ એવી મતી !   પ્રધાન૦
રાજ્ય કાજના પ્રપંચ જે તમે જાણ્યા નથી;
કહાડિ મૂકે કાલ કસૂર નહિ કરી છતી !   પ્રધાન૦
ઉજળું એટલું દૂધ તમે સૌ દેખી રહ્યા;
છોકરાં તણો વિચાર કો દીન કર્યો રતી ? !   પ્રધાન૦

**પ્રધાન**—આ બધું તમે શું બોલી ગયા તે મારાથી તો કાંઈ સમજાયું નહીં !

**જોશી**—(જરા હસીને) મહારાજ, દાયણ આગળ પેટ ક્યાંસૂધી છૂપાવશો ?

**પ્રધાન**—પણ કેવી રિતે ?

**જોશી**—એ બધા મૂત્સદ્દી પેચ જવાદો ! પૃથિરાજ* આપને મળીતો ગયાછે પછી શું ?

**પ્રધાન**—પણ નક્કી રકમ ક્યાં હજુ ઠરી છે ?

**જોશી**—પાંચહજાર મારા, અને દશ હજાર આપના, હવે શું નક્કી કરવું છે ? હવેતો મરડો કળ !

**પ્રધાન**—પણ આ કૂંડળી બિજા કોઈને બતાવશે તો ?

**જોશી**—એતો અમે અમારા કસબ પ્રમાણે ક્યારનુંએ કરી દિધું ! મ્હારાજ, જેનો જન્મ મૂળ નક્ષત્રમાં થાય, તે છેવેતો માતાપિતામાંથી કોઈને ખાય, અને રાજ્યનું સત્યાનાશ જાય, હવે સમજ્યા ? તમે જરા દિવટ સંકોરવામાં હોંશિયાર રેહેજો, એટલે થયું; આ વૃદ્ધ વહેમી રાજાનો શો ભરોંસો ? વળી કુંવરીનું કાસલ જતાં મન ધાર્યો રાજા ગાદી ઉપર બેસશે, એટલે આપણે તો નવેનિધ !

**પ્રધાન**—(તાળી આપીને) જોશીબાવા, પંચાંગ સાથે રાજ્યપ્રપંચ પણ પૂરેપૂરો પઢ્યા જણાઓછો ! અને કામ પણ જોવા જેવું !

**જોશી**—રાજ્ય ગૃહમાં રેહેવું, મનનું ધાર્યું કહેવું, મ્હોંએ માગ્યું લેવું, પછી શેનું જોવાજેવું ! વારૂ પણ હવે રજા છે ?

**પ્રધાન**—હા, ભલે પધારો; મારે પણ કેટલોક પેગામ રચવો પડશે, માટે હું એ તાકીદે તૈયારી કરૂં.

(બંને જાયછે.)

---

* રાજા શેર પાવરનો પિત્રાઈ જે રાજ્યગાદી મેળવવા ખટપટ કરતો હતો તે.

# પ્રવેશ ૩.જો.

## સ્થળ—સૂનેનાં રાણીનું અંતઃપૂર.

### રાણી, ખવાસ, ખવાસણો ઇત્યાદી.

**ખવાસણ**—(આંખમાં આસુ આણીને) બાઈ, હવે વધારે જક છોડી દો? આપણો અને એનો એટલોજ સંબંધ હશે; માત્ર દુઃખ ભોગવવા અગર આપનું વાંઝિયા મહેણું ટાળવાજ કુંવરીબા સરજ્યાં હશે! માટે હવે એ-માંથી જીવ કાઢી નાંખી, તેમને દૂર કરો? નિકર જેટલો વધારે વખત આ રાજ્ય મેહેલમાં તે રહેશે, તેટલો વખત આપને કાંઈ અણધારી પિડા ભોગવવી પડશે!

**રાણી**—(આંખમાંથી ચોધાર આંસુ પાડતાં.)

**સિતાજીના મહિનાનો રાગ.**

પ્યારી પુત્રી તું પ્રાણ સમાન, હવે હું શું કરૂં!
ભૂંડા ભાગ્યનો વેશ પ્રમાણ, તુજવિન ઝૂરી મરૂં!
કેવા પાડ્યા વિધાત્રિયે લેખ, વખો ભુંડો આવિયો!
કડા કાળે છળી મને છેક, દૂતો સાથ લાવિયો!
મારી પુત્રી તું પ્રેમની ખાણ, તરછોડું કયમ તને!
નવ માસ ગાઈ મસ ગાન, હર્ખાઈ અતિ મને!
ઔષધ પીપી ગયા મુજ જાન, ઉજાગરા વેઠિયા?
પૂજ્યાં પગલાં કુંકુએ પ્રાણ, કદા'ડા શે ભેટિયા!
પ્યારી પુત્રિ જાવાથી તુંજ, તૂટે મૂજ બેલડી!
શું જૂએ છે વેરણ હુંજ, ખોળામાં બેઘડી!
નથિ પ્રેમ થકિ ધવરાવિ, નથી નવરાવિ મેં!
હર્ખી હાલડાં ન ગવરાવિ, નથી શૃંગરાવિ મેં!
નથી લાખો લિધો જગમાંહિ, જમાઈના તેડિયો!
નથી સાળુ પે'રી ગઈ ક્યાંઈ, શૃંગારિના મેડિયો:

સૂણ્યો ઘૂઘરાનો ના ધમકાર, છૂટી પડ્યું શું કહું !
દિધો દી'આવો શે કર્તાર, દૂએ હું ક્યાં જઉં !!

**ખવાસણ**—( રાગ; મારગડો મૂકોરે મોહનલાલજી).

શાણી રાણી વાણી ઉચ્ચરો આમ શું !
છ્યાં પેરે કરો શું છોકરવાદ જો;
કૂશળછે મહારાજા સહુ સારૂં થશે !
થાશે કુંવર કનૈયો એકાદ જો. શાણી૦

મહારાજાને મન આ શું સારૂં હશે !
ખાધું પીધું સૂતા નથી ગઈ કાલજો;
ગ્રહ એના વાંકા આવ્યા તે શું કરે ?
કોને હશે અલખામણાં નિજ બાળ જો ! શાણી૦

પ્રથમ કૂશળ ઇચ્છવું જોઇએ કંથનું,
વિનાશ કારી કુંવરીના ગ્રહ ભાવજો;
પ્રત્યક્ષ પારખું કાલનું આવીને મળે,
મહારાજાને આવ્યોછે મસ તાવ જો. શાણી૦

તેમ છતાં હઠ કરી કદી અટકાવશો,
મહારાજા પછી કરશે શો વિચારજો;
પશ્ચિમ બુદ્ધિ કરવી તેથી આ ભલું,
મૂકો ખડપગી કુંવરીની દરકારજો. શાણી૦

સોનાની તલવારને શાણા શું કરે ?
વિશ ભરેલું ભલું હોય પકવાન જો;
કડવું કડવું પણ કરિયાતુ પિજીએ,
ડાહ્યાં થઇને ભજો હવે ભગવાન જો. શાણી૦

**રાણી**—અરે મારી કુંવરી, મારી પ્રાણાધિક પુત્રી; મારી આંખની કીકી, મારા હૈયાના હાર, મારૂં જીવતર, મારૂં કાળજું, તને જીવતી મારતાં મારો જીવ ખોળિયામાંથી કેમ જતો નથી ! અરે ઈશ્વર, તારે ઘેર આ શો ઇનસાફ,

આ શો જૂલમ ! અરે એ નિર્દોષ પશુનો શો વાંક તે એને જીવતી દાટવી; બસ, બસ, હું એને નહીં આપું, નહીં આપું, અને નહીં આપું ! એને મારી પાસેથી લઈ જવી હોય તો મને પ્રથમ મારી નાંખીને લઈ જાઓ ! (છોકરીને છાતી સરસી ચાંપી ચુંબન કરેછે.) અરે ક્રૂર ભાગ્ય, દૂષ્ટ દૈવ, આ તર્ષ્યાના મ્હોંમાંનું પાણીનું ટીપું, ભૂખ્યાનું અન્ન, અંધની લાકડી, અતિ લોભિયાનું ધન અને આ મારા સૂખ દુઃખનો આધાર લઈ લઈ તું શું કરીશ ! તારેતો તેની કિંમત નહીં હોય, પણ હુંતો એના વિના સોરાઈ સોરાઈ, ટળવળી ટળવળી, ઝૂરી ઝૂરીને મરીશ ! અરે મારી દીકરી !—

**ખવાસણ**—(વચમાં બોલી ઉઠતાં) બાઈસાહેબ, હવે બહું થયું, રજપુતાણીને પેટ કુંવરી જન્મે, ત્યારથીજ તેનું દૂર્ભાગ્ય શરૂ થાયછે; વળી દિકરીની સંખ્યા કુટુંબના વાંકા દિવસની નિશાની છે; દિકરી માબાપના પડતા દિવસનું ભવિષ્ય ભાંખનારી છે; તેથીજ રજપુતો ચેતી તેને દૂધપિતી કરતા આવ્યા છે, અને આપ પણ તેમજ કરોછો, માટે ચાલો ઝટ કરો; વાર કરવામાં રજપુતાણીના નામને દૂષણ લાગે છે !

**રાણી**—(પ્યારના આવેશમાં) બસ એકવાર કહ્યું કે એને નહીં આપું. (સોડમાં ઘાલી ધવરાવવા માંડેછે એટલામાં એ ખવાસણ પાછળથી એકદમ આવી જોર કરી લઈ લેછે જેથી) કુંવરી, કુંવરી, મારી લાડકી! તારી માયાળુ માને ભિખારી, હોંસીલા બાપને મ્હોં પણ ન બતાવી, તારા જેવા રૂપાળા રજપુતને નિરાસ કરી અને સંસારનો કાંઇ પણ લ્હાવો ન લઈ આમક્યાં જાયછે ! અરે ઓ—કું—

(મુર્છા ખાઇ ભોંય પડેછે.)



# પ્રવેશ ૪ થો.

## સ્થળ—અઘોરવન.

**અડબંગજી, ચોર, અને (છેવટે) હડમત કુંભાર.**

**અડબંગજી**—(ચારે તરફ નજર કરીને મનમાં) અહા! અત્યારે કેવી ચંદની ખીલીછે કે એક પૈસો પણ રસ્તામાં પડે તો દૂરથી દેખાય! શી પરમેશ્વરની માયાછે! પણ કેટલીક જગ્યાએ તો આ ઘાડી ઝાડીવાળું એવું અઘોરવન છે કે મામા મળે તો બંદાનાતો બારજ વાગે! હથિયારમાં આપણી પાસે એક પાવડો છે! (જરા આઘે નજર કરી) આ પેલું ઝાડ દેખાય, તેની નિચે ચાલ જીવ, ખાડો ખોદી જે કરવાનું હોય તે કરિયે; અને કુંવરી ઉપરના અમૂલ્ય દાગીના ખિસ્સામાં ધરિયે! (ઝાડ તળે જઈ શાલમાં લપેટેલી છોકરીને ભોંય ઉપર મૂકી ખાડો ખોદવા માંડેછે.)

**ચોર**—(ઝાડ ઉપરથી મનમાં) અરે, આપેલું શાલમાં હાલેછે તે શું હશે! અને આ માણસ શું કરવા ખાડો ખોદતો હશે! આમાં જરૂર કાંઈ ભેદ છે; છોકરીના અંગ ઉપર દાગીના પણ ભારે ભારે કિંમતના લાગે છે, વળી શાલ પણ મોટી કીમતીછે; દાગીનાની લાલચે આ કોઇનું છોકરૂં ઉઠાવી આવેલો જણાય છે; આપણી પાસે તલવાર છે, અને એની પાસેતો માત્ર પાવડો છે, જેના શા ભાર છે? માટે ચાલ જીવ, વાર કરવામાં માલ નહીં (તલવાર ખોલતાં તાકુકીને) ઉભો રહે અલ્યા હરામખોર, કોનું જીવતું છોકરૂં અહીં મારી નાંખવા લાવ્યોછું? ચાલ ખૂની, ખસીજા અહીંથી, અને આપીદે આ બધું!

**અડબંગજી**—(એકદમ ચમકી ગુસ્સો કરીને) જોયો જોયો

તને મારા બાપના મામા ! (પાવડો ઉગામીને)—આ એક મોંડામાં દેશકને—

ચોર—(ઘા કરતાં) ગાળ દિધીતો લે તો જા ત્યારે—

(જનોઈની પેઠે તલવારનો ઘા અડબંગજીના શરીરમાં ઉતરી જાય છે.)

અડબંગજી—(પડતાં પડતાં રિસ ચડાવીને)ત્યારે તું પણ લેતો જા.—

(ચોરના માથામાં ઘા વાગવાથી ચકરી ખાઈ ત્યાંય પડેછે અને થોડા વખતમાં બન્નેના જીવ જાય છે, એટલામાં એક કુંભાર આઘેથી પોતાના ગધેડા ઉપર બેસી ગાતો ગાતો પ્રવેશ કરેછે.)

હડમત—(ગધેડાને)

તું હેંડકે મારા માંકડા, જયો શું થાચી ફાંકડા;
દી' આવ્યા મહા વાંકડા, તું હેંડકે મારા માંકડા !

(બન્ને લાસો પાસે આવીને) ઓય, ઓય, આ હું હશે ! વરી આ કામરીમાં હું હાલતું હશે! (તેની પાસે જઈને) આતો કોઈનું છોરૂ સે! એને કાજે બે વઢી મૂવા જણાયસે;આપણે પાછળ છૈયા છોરૂમાં કાંઈ મોરૂંસે; છોડી પણ રૂપારી અને દાગીનાથી ભરેલી લાગેસે, મારા હામુ ચ્યારની ટગર ટગર જોયા કરેસે, એથી એ મને બહુ વા'લી લાગેસે, માટે હેંડ રામ હવાર થતાં આગમચ ઘેર પહોંકિયે! ઘેરથી નેકળતાં બાયડીએ કહ્યું હતું જે મારે વાહતે હારૂં હારૂં લાવજે, તે લે રાંડ! વગર માથું બાંધે મજા કર ! (લઈ જાયછે)

# પ્રવેશ ૫ મો.

## સ્થળ—જંગલ.

રાજા તરફથી ખોળવા આવેલ આદમિયો તથા અશ્વારો.

૧લો આદમી—અરે, કાલ રાત્રના આખું જંગલ ફરીને થાકયા; વાંઘાં કોતરામાં મશાલ અને કાકડા કરાવી

થાળી વગડાવી, ઢોલ પિટાવી, સરણાઈ અને રણસિંગાં ફુંકાવી, લોક જગડાવી, દમ નિકળી ગયો, તોપણ, હજુ અડબંગજીનો પત્તો ખાધો નહીં; મહારાજા અને મહારાણી સાહેબતો "કુંવરી કુંવરી," જપ લઈ બેઠાંછે, માટે તેમને શો જવાબ દઇશું?

**૨જો આદમી**—જ્યારથી મહારાજા સાહેબને ખાત્રી થઈ કે પ્રધાન અને જોશીએ એમના કદ્દા પિત્રાઇઓને મળી જઈ, ખોટી કુંડળી કાઢી ત્યારથી તે બન્નેને કાળાગૃહમાં પૂરી કુંવરીબાઈનુંજ રટણ લઈ બેઠાછે; નથી ખાતા કે નથી પિતા, નથી નિંદ્રા લેતા કે નથી કોઇને એક શબ્દ પણ કહેતા; નથી દાન દેતા કે નથી સૂખમાં રેહેતા!

**૩ જો આદમી**—અરે રાણી સાહેબ પાસેથી જ્યારથી જોર કરી બાઇને લઈ લેવામાં આવ્યાં, ત્યારથી એમના મગજને ધક્કો લાગ્યો છે; તેમાં જ્યારથી દગો થયાની બિના તેમના જાણવામાં આવી ત્યારથી તો અન્ન પાણી તજી કુંવરીનુંજ ભજન લઈ બેઠાં છે!

**૧લો અશ્વાર**—સૂભાન અલ્લા! મહારાજ સાહેબકી સાથ શિકાર ખેલનેકુ હમ બ્હોત બખ્ત ઇધર આયે હય, લેકીન એસી તકલીફ કભી નહિ હુઈ! મેરે ઘોડેકા તો સારે બદન પર પંસીના હોકે જાન જાનેકા બખ્ત આયા! તોભી પત્તા કુચ્છ નહિ મિલા; અભી તો ખુદા ઈસ બાઇકે હાલ પેં નિઘા કરે!

**૨જો અશ્વાર**—રસુલિલ્લા! હમારી ઓરતકું ગઈ જુમ્મે રાતકું લડકા તવલ્લદ હુવા ઓર માલીકકું મંજુર થા સો તુરત ઇંતેકાલકર ગયા, વો બખ્તસેં, કલામે શરીફકી કસમ ખબંગાન હુઈ હય! મગર યેહ તો બડે લોક, ઉનુકુ ક્યું નહીં લગે? શેરકુંભી ખુદકે બચ્ચે પ્યારે લગતે હય!

૩જો અશ્વાર—યેહ સબ કાલા કરમ કરને વાલા, વો સાલા કારભારી, ઓર વો લંબા ટિલા ઓર બડે બડે કંઠે ગલેમે રખતાથા સાલા બમન!

૪થો અશ્વાર—યેસે બદમાશ લોકકું તો સાલેકું જહાંનમેકે ખડેમે ડાલને ચાહિયે! તોબાહ, તોબાહ, તોબાહ!

અલ્લા—હૂ—

ખવાસ—(ઉંચે સ્વરે)—

રાગ વેરાવળ.

જોશીના જોશ જોયા સહું, પેટના એ ઉપાય;
મૂળ નક્ષત્રમાં કન્યકા, જન્મી તેથી શું થાય! જોશી.
આઠમો રાહૂ અને વળી, બારમો ચંદ્ર ગણાય;
ગ્રહો પોતે પરતંત્ર થઈ, ફરે ખગમાં સદાય! જોશી.
લગ્ન કરે સહુ સંબંધિયો, પોથાં થોથાં વંચાય;
રાંડી બેસે વરવધુ ઘણાં, સાચો જોશ કે'વાય; જોશી.
પંદર હજારની પોટલી, દઈ પિત્રાઈ જાય;
મૂળ નક્ષત્ર તેનું થયું, લાગો જોશમાં લ્હાય; જોશી.
અવળી દશા એ દર્શાવિને, સવળી એક કથાય;
ફાવ્યું તો ફાવતુ બોલતા, કેવો જોશ ધરાય! જોશી.
અજ્ઞાન મૂર્ખ અનાદિ જે, જોશ માટે કૂટાય;
ધાર્યું ભગવાનનું થાયછે, એવું નિશ્ચે વદાય. જોશી.

(સર્વે ધાકીને પાછા જાયછે.)

પ્રથમ અંક સમાપ્ત.



# अंक २ जो.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ—મઝેવડી ગામમાં હડમત કુંભારનું ઘર.

**હડમત, રૂપલી, અને** ( થોડી વાર પછી ) **રાણક.**

**હડમત**—( હાથમાં પાવડો લઈ ગારો કરતાં )

**સાખી મેરેઠી ચાલની.**

છૈયો થઈને ખાવા જઊંતો, રાંડ આલેછે ખાવા;
ધણી થઈને માગ્યું ખાવા, ખાવાના ના દાવા.
લાખશી કેરૂં મન થયુ તો, રાંડ ઉકાળે ઘેંશ;
નામ રૂપલી પણ જોતાં તો, કાળી કાળી મેંશ.
સૂખડ જાણે ખાતર ટીંબો, મ્હોડે મારે છાક;
દેહીતો જાણે ધગધગતી જે, નેભાડાની રાખ!
છૈયાં આગળ કાંચળિ શેની, નાં'વા કેરી બાધા;
વાહરે મારી પ્યારી રૂપલી, તુંતો માડી રાધા!!

અલી—એ—અલી—હાંભળ્યું—કે? એ—અલી—અલી—અલી, એ—અલી?

**રૂપલી**—( ધુરકિયું કરીને ) હું સે—તે? ઉભા રેહો કને? એટલામાં હુંના પડ્યા કે હું? આ ગવેડી સૂટી ગઇસે તે બાંધીને આવિયે સિયે!

**હડમત**—( બરબડતા ) અંહ: રાંડની ફઇએ વળી લાડમાં રૂપલી નામ પાડ્યું સે! અને રાંડનો મેજાજ તો જાણે ભાના ભા જેવો! ( જાહેર રીત ) તો—રાંડ દોડ કે દોડ!

**રૂપલી**—( પાસે આવતાં ) પોતે પાછા રૂપારા ખરા કની તે બીજાને કહેસે! વરી રીહમાંએ રાંડ, અને લાડમાંએ રાંડ, તમને શાકુ કીધું કે બીજી ગાર દેવી હોયતો દેજો પણ આવી ગાર ના દેહો?

**હુડમત**—તું રાંડે તેમાં મારા ભાનું હું જાય? તુ મરે તો બીજી બાર વરહાંની લાવું! પણ એવી નકામી કુથલી જવાદે, અને જો રાં—અરે ભુલ્યો—આજો હવે આપણી રાણકીને તેર વરહાં પુરાં થિયાં, માટે—

**રૂપલી**—( વચમાં બોલી ઉઠછે. ) જે દા'ડે તમે એને લાવ્યા તે, દા'ડે અખાતેજ હતી, તે બરાબર અખાતેજ આવેસે કે હું આપણા નેભામાંથી એક નરિયુ કાઢી આઘુ મેલું-સુ; જે આજ હવારેજ મેં ગણ્યાં તો બે પાંચકડાં અને ત્રણ વધારે થિયાં, માટે એટલાં વરહાં એને થિયાં?

**હુડમત**—તો રાંડ બે પાંચકડાં તે દહ? આપણે નેભામાંથી નરિયાં કાઢિયે સિયે, તે દહકો દહકો ગણીનેજ મેલિયે સિયેતો! માટે એ દહ અને ઉપર થિયાં તે તણ, મળી તેર!

**રૂપલી**—તમે તો તમારા ભાને લાડવાયા હતા તે ભણાવ્યા અહે, પણ અમને તે કોણ ભણાવે? અમે તો હમજણ ના પડે તો ચિચુકા કે કાંકરાનાં પાંચકડાં મેલિયે નેકર હાથનાં આંગરાંનાં પાંચકડાં ગણીએ!

**હડમત**—તાણે બે પાંચકડે દહ થિયા કે ની?

**રૂપલી**—(જરા વિચાર કરીને) તેવીતો ના હમજણ પડે, બે પાંચકડાં ને ત્રણ થિયા, એવડું હુંતો જાણું.

**હુડમત**—તો રાંડ બે પાંચકડાં તે દહ.! રાંડની હાથે આરના લમણાજીક કરિયે સિયે, તોએ હમજતી નથી?

**રૂપલી**—(લટકો કરીને) તાણે તમે ભણેલાસો તે કહોકને એટલે દહકે હો થાય, તે આરના રિહા રિહા બીજાપર ગારોનો વરહાદ વરહાવોસો!

**હુડમત**—(ગણવા જેવા ચાળા કરીને) હાત દહકે હો એમાં શું!

**રૂપલી**—(હસીને) હુંએ આં ભણેલીસુ તે તમારૂં હાચું

જાડું ખબર પડે, પણ કે'તા'તા તે કો'કને ?

**હડમત**—એને તેર વરહાં પૂરાં થિયાં તાણે એને હવે હગપણ કરી પૈણાવિયે; ભાત અને ખાશો કાહંદરાનો ગોર આણી વે'વાણાં દેઇએ, વરી એકણ કહુંબાનાં રાવણાં કરિયે; અને લગન મા'લિયે, એમ ?

**રૂપલી**—હોવે, હુંતો એદા'ડાની કહુંસુંસતો, એ બા'ને હારૂં હારૂં પે'રાય, ખવાય, વે'વાઇ બનાય, જમે તેડાય, ખાશાં ફટોણાં ગવાય, ભારે ભારે થૈને મ'લાય, અને રાણકબા હાહરે જાયં, એ ઓરિયોતો બા, રાજા ઇંદરને દૂલભ ! વરી એ રૂપારી, આપણે મજુરિયા લોક; માટે હગરી વાતનો વેચાર !

**હડમત**—જો રાંડ બાયલી, મારે મોંઢે હરમાયા વગર પાછળથી લાંબી લાંબી વાત કરી જાઇ ! તો રાંડ એતો હરેણનું બચ્ચુંસે, એને દનિયાંની હી ખબર ?

**રૂપલી**—એ તમે ભાયડા માણહ ના હમજો.

**હડમત**—તાણે અહીંથી દહ ગાઉપર દરાપરા ગામસે, તાં બોથડિયો આપણી ગનાતનોજ રહેસે; એને ત્યાં દિકરિયું લેવા દેવાનો આપણે ઢારસે; એને એકનો એક નવદહ વરહનો દિકરો સે; એહ આપણી માંકડી (ગધેડી) નું બચ્ચું જેવું રૂપારૂં અને સપળ સે તેવોજ એસે; એનો બાપ પણ આપણા જેવો ખાતોપિતો સે: આંગણે હોતો ગવેડાં સે; વરહે દા'ડે પચાહ રૂપિયા તો છૂતો છૂતો રળેસે, એ વના પાર વનાની ઘરાકી સે; વરી ગાંમના મખીનો એના ઉપર હાથસે, જેથી ફોજદાર વગેરે મોટા મોટા અધિકારી આવેસે તોએ એનો વેઠવારો માફસે; તાણે તારી હી મરજી સે ?

**રૂપલી**—હોવે હોવે, એવું બીજું હારૂં ઠેકાણું ક્યાં મ-

જવાનું સે? વરી આપણે તો જે ગણિયે તે એજ સેતો; જમાઇને ઘરજમાઈ કરી રાખીશું, બેને સોકરાં આપણી નજર આગર ખાઇ પીને કલ્લોલ કરહે; એના ઘર જેટલાં આપણે ગંધેડાંતો નથી, પણ વરી લઈ આલીશું; એમ?

**હડમત**—હોવેસતો; આપણ બે કામ કરિયે સિયે અને એ બેનાથી થાય એટલું એ કરે તોએ પારવનાની ઘરાકી થાય.

**રૂપલી**—એને બદામ હાકર ખવાડી ઉસેરવામાં આજ હુધીમાં બધુંએ ખર્ચ થિયું, અને બે પૈશાના આપણે દેવાદાર થિયાં; પણ ગણેહ દેવારિયો ના હોય. માટે તાકીદ જઇને એકવાર હગપણ કરી આવો, નેકર એવે હારેઠેકાણે વરી કોઇ કરી દેહે।

**હડમત**—એના અંગ ઉપરના દાગીનામાંથી આપણે આં પાઇએ ખાધીસે? ઇનું ઇનેજ ખાવાડ્યું! પણ લાવ તાણે ઘેંહ અને છાહ, જરા મોંભણી કરીને જાઉં તે હારા દા'ની નેરાંત.(રૂપલીઘેશ અને છાશ આપેછે એટલે ખાઈ પેટે હાથ ફેરવતે.) ઓહિયાં, ઓહિયાં—લે તાણે જાઉંસું?

**રૂપલી**—કહળ્યા જાઓ; (જાયછે, પછી મનમા) આજ હાંજે નેભો હરગાવવોસે, માટે હુંએ હુંલ્લો લઇને એક બે પાગા- માંથી ઘોડાંનો ઓગાટ બોગાટ મળે તો લઈ આવું; (રાણકને) રાણકીબા, ઓ રાણકીબા?

**રાણક**—(પ્રવેશ કરીને) કેમ માજી, શું છે?

**રૂપલી**—આ જો હું ગામમાં જઉસું; આ ગામ મગ્રુર- માન લોકની વહતીવાળું સે, વરી નદી કાંઠે ઘરસે, માટે બહારથી હું તારૂ દઇને જઉસું અને તું અંદરની હાંકર વાહી બેહજે, અને ભૂખ લાજે તો કોઠલામાં જારનું ભડકું અને દૂધ સે તે હિરાવી લેજે?

**રાણક**—ઠીક માજી જાઓ, પણ ક્યારે પાછાં આવશો?

રૂપલી—(પોતાને માથે ટોપલો મૂકતાં) અરે બશેર દયણું દ-રાય નહીં એટલામાં તો પાછી આવેશ. (જાયછે)

રાણક—(સાંકળ વાસતાં મનમાં) ચાલ રામ, હમેશ કરતાં આજ વધારે વખત સૂધી વાંચવાનો લાગ મળ્યો છે, તો અંદર જઈ વળી ભોંયમાંથી ચોપડિયો કાઢી વાંચું. (જાયછે.)



# પ્રવેશ ૨ જો.

## સ્થળ—હડમતનો ઓરડો.

રાણક (એકલી.)

રાણક—(પૂસ્તક હાથમાં લેતાં)

### દિંડી.

વિશ્વાધાર મારિ વ્હાર આપ આવો,
કાળા ગૃહમાંથિ દાસિને બચાવો;
આધાર એક પ્રભુછે મને તમારો,
પાપિ દાસિને તમે નહીં વિસારો.
માતા પિતા વિનાનિ હું નોધારી,
નોધારી ધારિ પ્રભૂ સૂખ દો વધારી;
કરો સ્હાય જગતમાંહ ના ઉધારો;
પીડા કૃપા વિના પ્રભુ પધારો!

અહા! આજ સૂધી તો હું આમ તેમ મરજી મૂજબ ફરી દિવસ કાઢી મોજ માણતી હતી, જેથી આટલી ઉમર થઇ તેતો જણાઈ નહીં; પણ અરે, હવેતો આ ઘરમાંને ઘરમાં એક પળ એક વર્ષ જેવી લાગેછે; મારી અને મારાં માતપિતાની કાંતી પ્રસંગ મળે વારંવાર ઞળવુંછું, પણ કાંઈજ ચિન્હ મળતું નથી, ત્યારે આ લોક મને ક્યાંથી

લાવ્યા હશે; હું કોણ હોઈશ, અને મારાં ખરાં માબાપ કોણ, કેવાં, અને ક્યાં હશે! અહીંથી નાહાસીને પણ ક્યાં જઊં ? વળી અધૂરામાં પૂરૂ આજ પિતા મારૂં વેવીશાળ કરવા ગયાછે; મારૂં લગ્ન મહાલવા તેઓ ઈરાદો રાખેછે; અરે પ્રભુ, સચરાચર સ્વામી, અત્યાર સૂધીતો ઘરનું છેક નાનું સૂનું કામ કરી આટલી મોટી થઈ, પણ પરણીશ ત્યારે સાસરે રહેવું પડશે, જ્યાં કછોટો મારી માટીના ગારા મારાથી કેમ ગૂંથાશે, ટોપલા લઈ શેરિયે શેરિયે ઓગાટ લેવા કેમ જવાશે, ફરી ફરી છૂટતાં ગધેડાંને વારંવાર કેમ અડકાશે, બંધાશે, અને ત્રણ બદામનો તરકડો "અએ કુંભારણ, સાલી નહીં સૂનતીહય, બરતન દે, અમેરા ઘોડા પિલાનેકું પાણી ભર આવ ?" તે કેમ સંખાશે અને કરાશે! અને ચાર પ્રહર સૂધી વખાણ કરી, જ્યાં વેવીશાળ કરવા ગયાછે તે ખરમાં રહેનારા મોટા ખર શિવાય વિશેશ શું હશે !

ખૂદ મારા શરીર તરફ નજર કરૂંછું તો હજાર પ્રકારના તર્ક વિતર્ક થાય છે; જેમ સિંહ અને સિંહણનું જોડું, વાઘ અને વાઘણનું જોડું, હરિણ અને હરિણનું જોડું, મોર અને ઢેલનું જોડું, ચકલા ચકલીનું, એમ નર માદાનું જોડું; તેમજ સ્ત્રી પૂરૂષનું જોડું; એ જોડાંના રૂપ ગૂણમાં જેટલી ન્યૂનતા તેટલીજ તેમના સૂખની ન્યૂનતા; જ્યારે પશૂ પક્ષિયો પોતાના મન માન્યું જોડું પસંદ કરી મોજં માણે, ત્યારે વિવેક બૂદ્ધિવાળાં સ્ત્રી પુરૂષો નિર્દોષ દંપતિના ભવિષ્યના કલ્યાણના માર્ગમાં હજાર પ્રકારના દગા ફટકા રૂપી જવાસાના કાંટા પાથરે તેમને ધિક્કાર છે !

પણ હું કોણ માબાપની છોકરી તે નક્કી થઈ શકતુ નથી; મોટી કસબી શાલમાં, ભારે દાગીના સાથે રણમાં

નાંખી દિધેલી જડી, તે ઉપરથી મારૂં નામ રાણક પાડવામાં આવ્યું છે, એમ ઘણી વખત હું ઊંઘમાંઘું જાણી મારાં માતપિતા છાનાં છાનાં અંદર અંદર વાતો કરેછે, જે સાંભળવાથી એટલો તો નિશ્ચય થાયછે કે હું કોઈ ખાનદાન શ્રીમંતની અને રજપૂતોમાં છોકરીયો જન્મતાંજ દૂધ પિતી કરવાનો હાલમાં જે અધમ રિવાજ ચાલેછે, તેથી કોઈ રાજાની કુંવરી હોઊં ! મારાં ખરાં માબાપ વખતે દયાળુ હશે, જેથી મારા પેટ અગર ગળા ઉપર છરી ફેરવવાને બદલે, મને રસ્તામાંથી કોઈ પણ લઈ જઈ ઉછેરશે, એમ ધારી (મને) વગડામાં નાંખી હશે જેથી જાતિનો સંદેહતો દૂર થાયછે; પણ અરે, હર, હર, હર, દૈવા ! કુંભારના ઘરના અને વિધાત્રીના ચાક ઉપર ચડી હું તર્ક કરૂં તેમાંથી મારૂં શું વળશે ! હવણાં થોડીવારમાં પિતા કોઈ આઠ નવ વર્ષના કુંભારના છોકરા સાથે ચોકઠું બેસાડી આવશે, એટલે મારાં સોપે પૂરાં થયાં ! માટે બ્હેતર છે કે મરવું; કુંભારણ બની ગારા ગૂંથવા, લીદના ટોપલા ઉપાડવા, ગધેડાં હાંકવાં અને રોજ તાળામાં પૂરાવું, તેથી મરવું સારૂં; જન્મ દુઃખી તે જરા દુઃખી, ત્યારે જીવીને શું વધારે લાભ મળવાનો છે ! વળી આજ લાગ સારો આવ્યો છે, માટે ચાલ રામ મેડી ઉપર; ગધેડાં બાંધવાની રાશો તો ઘરમાં ઘણી છે, માટે ફાંસો ખાઈ આ દુઃખિયારી દેહનો અંત લાવું.

( ઉપર જાયછે. )



## પ્રવેશ ૩ જો.

### સ્થળ—હડમતના ઘરના રસ્તા ઉપર પડતોભાગ.

રાણકદેવી તથા શિકારી (રાખેંગાર.)

**રાણુંક**—( ઉપર જઇ કોઇ આવેછે કે નહી તેની ખાત્રી કરવા બારી માં પ્રથમ ઉભી રહેછે એટલે. )

અહા! આ તાજણ ઘોડી કુદાવતો હાથમાં ભાલો લઈ કોઈ પચીશ વર્ષનો અશ્વાર મારી તરફ આવેછે તે કોણ હશે! એનું રૂપ તો કોઇ રાજા જેવું છે! જેમ પેટીમાંનું અત્તર પેટી બંધ છતાં મગમગી હેકેછે, જેમ ખરો હીરો પારખવા અજવાળાની જરૂર જણાતી નથી, તેમ સાધારણ વેશમાં અસાધારણ પ્રકાશ મારતો આ કોણ હશે! અહા! તેની આંખ પણ આ બારીને બારી સામી કેમ રહી હશે! શું એને પણ જોડાની ખોટ હશે! અરે પ્રભુ, એમજ હોય અને મને આ કાળાગૃહમાંથી, આ રોજ વસાતા તાળામાંથી અને પ્રસંગોપાત ભોંયરામાં પેસવામાંથી છોડાવેતો કેવું સારૂ!

**શિકારી**—( જરા નજીક આવતાં ચકીત થઇને ) અહા! આતો દેસલજીએ કહ્યું હતું એમજ દેખાયછે!

**મનહર છંદ.**

( રાગ ધ્રુપદમાં ગવાયછે. )

ભાનુ દેખ્યું પૂર્વ માંહે, પશ્ચીમમાં ભાનુ ક્યાંથિ;
દ્રષ્ટી નાંખુ ચારે પાસ, કુંભાર આવાસછે!
નળિયાંનો ઢગ ઘણો, મોટો ગારો માટી તણો;
કિચ્ચડની માંહ આશો, રત્નનો ઉજાસ છે!
ડુંગળીના વનમાંહ, કસ્તુરીનો મૃગ ક્યાંથિ,
કાગડાના ટોળામાંહ, કોયલ નિ-વાસ છે?
ખાખરના ખેતરમાં, કેતકીનો છોડ આ શો,
આકડાના જુથ માંહ, ગુલાબ સૂવાસ છે!!

**સ્ત્રગ્ધરાવૃત્ત.**

ભોગીની તું ભુલેલી, મનહર મહિલા, ભાગ્યની આ રતીછે,

મૃત્યૂ લોકો મહી શું. વિજળિ અવતરી, કામની આ, રતી, છે;
બ્રમ્હાએ ખૂબ હોંસે, ફુરસદ વખતે, પદ્મની આ ઘડીછે,
ઉશ્કેરે તું ઉરેથી, વિભળ મન કરે, કામના આ, ઘડીછે!
જોતાં તારા લલાટે, કમળ નયનિ તું, ભાગ્ય સાથે લઢીછે,
નિર્ખિ નિર્ખું ન થાકું, અતિશય રૂપથી, મૂલ્યમાં તું વડી છે;
આહા! આજે શિકારે, મનહર હરિણી, જંગલે તું જડીછે!!

(નિચેનાં બારણાંને તાળુ દેખીને)

રેરે, હે, શાથિ એનાં, કમનસિબ થઈ, પીંજરે તું પડીછે!!
અહા! શિકારમાં હરિણી મેળવવા જતાં, આજ હરિણાક્ષિનાં દર્શન થયાં! જેનું ધન્ય ભાગ્ય હશે, જેણે જગદીશ્વરને પાંચે આંગળીએ પૂજ્યા હશે, જેણે જગતનાં બધાં તિર્થ કરી ઘણાં વર્ષ સૂધી દારૂણ તપ આદર્યું હશે, તેને આવી અસલ પદ્મણી મળી હશે, અગર મળશે!

રાણક—(મનમાં) મારા સામુ કેટલાક વખત સૂધી નિહાળી નિહાળી આ શિકારિયે ધ્રુપદ તથા સ્રગ્ધરાવૃત્ત કહ્યાં; ઘણુંકરીને મારા રૂપ વિશે બોલ્યો હોય એમ તેની ગાવાની છટા ઉપરથી જણાયછે; પ્રસંગને અનુસરતી કવિતાઓ કેટલીક મને પણ ખબરછે, પરન્તુ તે કોણ, તેનો હેતુ શો, તથા તેની સ્થિતી કેવી તે જાણ્યા શિવાય સ્ત્રી જાતે મર્યાદા લોપવી એ સારૂં નહિ.

(એટલામાં પાછળ રહેલા અશ્વારો તથા પ્રતિહાર ઘોડા મારતા ત્યાં આવી પહોંચે છે.)

પ્રતિહાર—(ઊંચે સાદે) આસ્તે નિઘા રોશન, ખડી તાજીમ નિઘા રખો શ્રી સૌરાષ્ટ્ર પતિ મ–હા–રા–જ–સ–લા–મ!

(શિકારી બધાની સલામ લેછે.)

રાણક—(નવાઈ પામીને) અહા! આતો અહીંના મહારાજા જેઓ પોતાના પિતાની ગાદી ઉપર હવણાંજ બેઠા તે રાખેંગાર! ધન્યછે, એમનાં રૂપ, રંગ, અને લાવણ્યતા

ને ! ગામડાંમાં રહી ભેંસ અને બળદનાં પૂછડાં આમળનાર, ઘેરથી ખેતરમાં અને ખેતરમાંથી ઘેર જતા અસંખ્ય કુચા (ગામડિયા) ઓ, "તારો ધણી મરે" કહેનારા અને જીભનો ડચકારો બોલાવનારા જોઈ મારી આંખ અધિક કંટાળી ગઈ હતી, પણ અહા! આજજ મારાં ચક્ષુનો સદઉપયોગ થયો! આ કામદેવનો અવતાર, આ સાક્ષાત ઈંદ્ર, જે સ્ત્રીના તગદીરમાં જડયો હશે તેનાં કેવાં સદભાગ્ય!

શર્ફેંગાર—(પોતાના ખાનગી માણસના કાનમાં) જો આ બારીમાં બાઈ ઉભી છે, તેને જઇને પુછ કે તે કોણ છે, અને તાળાથી બંધ કરેલા આ કુંભારના ઘરમાં શી રિતે આવી પડીછે? તેના ચેરા ઉપરથી તે કોઈ બાબતમાં શોચ કરતીથોડી ઘણી પણ દુઃખી લાગેછે; જેમાંથી મૂકત કરવા આપણાથી બની શકે તો તેને સહાય કરિયે. (જરા વિચાર કરી) લે આ સો મહોરો, તેને આપ, અને તેની સ્થિતિ જાણી લાવ?

(આદમી જઈ કેટલીક હકીકત પુછી મોહોરો આપવા માંડેછે, જે નહિ લેતાં)

શાણુક—આપ આપના મહારાજા હજુર જઇ નિચેની ગીતિ કહો, એટલે હું હજારો મહોરો મળી સમજીશ.

ગીતિ.

મા બાપે વિસરેલી, દુનિયાં માંહે અભાગણી હુંછું;
રૂપ ગુણ વય વર વાંચ્છી, વરવા વાસ્તે વિશેશ વલખુછું.

(આદમી આવીને કહેછે એટલે)

શર્ફેંગાર—જા જઇને કહે કે એવી ચિત્તાકર્ષક સુંદરી હું પણ ખોળુંછું, અને થોડા દિવસમાં ખબર લઇશ.

(માણસ જાયછે એટલે મનમાં) અહા! કોઈ ચતુર યૌવના છે, જરૂર એ કોઈ રાજ્યકુમારી છે, નહીંતો કુંભારની છોકરીમાં આટલું બધું બૂદ્ધિબળ હોયજ નહીં! (ગીતિ ફરી સંભારી)

ગીતિના છેલ્લા ચરણમાં વર્ણ સગાઈ કેવી આણી છે, અને તેનો અર્થ કેવો માર્મિક છે !

( માણસ કહી આવેછે એટલે પોતે ગીતિ ફરી ફરી યાદ લાવી બારી સામી નજર નાંખી કબુલાત આપ્યા જેવો ઈસારો કરી ચ હેરો જાયછે.)

રાણક—( કરેલો ઇસારો પોતે સમજવા જેવું ચિન્હ કરી)

અહા ! તેમના માણસના કહેવા પ્રમાણે, તેઓ હજી કુંવારાજ છે; અને કોઇ ચતુરાની ખોળમાંજ ફરે છે. (પોતના કપાળ ઉપર હાથ ફેરવી ) તગદીરરૂપી વાયુનો વંટોળ હવે જ્યાં લઈ જઇને નાંખે ત્યાં ખરૂં ! અરે, ઘડી ઉપર હું મરવાનો વિચાર કરી મેડી ઉપર આવી હતી, તેમાંથી વળી ઓરજ પરિણામ નિકળ્યું ! ઈશ્વરની ગતિ બેશક ન્યારીજ છે! અરે, પણ મારી આ કહેવાતી માના કહેવા પ્રમાણે હું ન ભણી હોત તો આજ હું ઈંદ્ર વાણીના ફળમાંજ ખપત ! પણ અહીંના નગરશેઠ અકૃતાનુનની છોકરી ચંદ્રકળા સાથે બેનપણાં કરી, તેની સાથે રમવાનું મિષ દઈ જતી હતી, અને ત્યાં માબાપથી છાનું છાનું ભણતી હતી, તેનું આજ મને ફળ મળ્યું ! સવળું થવાનું હોય ત્યારે સ્વયંભુ સવળીજ મતિ સુઝાડેછે ! (એટલામાં પરચમ અવાજ થાયછે) “ સાંકળ ઉઘાડ, હું આવી,” અરે, મા આવી; વાર લાગશે તો વળી કાંઈ વેહેમાશે.

( પોતે એકદમ નિચે જાયછે.)

---

# પ્રવેશ ૪ થો.

## સ્થળ—ધર્મશાળા.

**લલ્લબારોટ, ભંગડબારોટ, ચંચબારોટ, અને રંગબારોટ ધર્મશાળાવાળો ઈત્યાદિ.**

**લલ્લબારોટ**—ભલે, બાપો ભલે ! ગુર્જરેશ્વર સિદ્ધરાજ જયસિંહને ઘણી ખમા ! ખમા એ મોતિયાંવાળાને ખમા !!

(બિજાને) કેમ ભંગડબારોટ, હવે વાત છેડીશું ?

ભંગડબારોટ—એકવાર અમલપાણી કરો કે હવારનાં જે ઉપરા ઉપરી બગાહાં આવે છે, તે મટે, અને તબીઅત જરા ઠેકાણે આવે.

ચંચબારોટ—અરે આપણેતો હવારના દાતણ ભેરજ છિયે !

રંગબારોટ—ચંચબારોટ હાચી વાત કે'છે, નેકર પછે વિવાહનું વ—

લલ્લબારોટ—(ગુસ્સે થઇને) જરા જમણું બોલ જમણું; આવાં ને આવાં લખણ રાખશો તો, કોકદી' માથું મેલી ઘેર આવશો ! કહેવત છે કે :—

"જેમાં જેવું રીજીએ, તેનું કિધું કીજીએ, બિલ્લી ઊંટ લઇ ગઈ તો, હાજી હાજી કીજીએ."

ચંચબારોટ—(ખલતામાંથી કસુંબાનો સામાન કાઢીને) લ્યો—ત્યારે, કાઢો એ-ને કેહર જેવો અમલ !

ભંગડબારોટ—તમે જવાનિયા, એ બધું બગાડશો; માટે લાવો મારી પાહે (માંહેથી પાશેર અફીણ કાઢી, કાતરી, ખલમાં ઘુટી, મયણીથી ગાળી ચાંદીની પવાલી ભરી) લ્યો ચંચબારોટ તમે !

ચંચબારોટ—ના મારા હમ; તમે મારાથી મોટા તે તમે પહેલું લ્યો; લાવો પવાલી મારા હાથમાં, (પવાલી ભરી ભંગડબારોટને આપે છે.)

ભંગડબારોટ—(હાથમાં લઈ)

દોહરો.

અમલ અમલ સહુકો કહે, અમલ બડો શુરવાન;
અમલ કિધો નહિ જેહણે, તે નર પશુ સમાન !

(પીને મોટા સુખારો કરેછે બાદ) લાવો પવાલી હવે મારી પાહે; (લઇને) લ્યો ચંચબારોટ હવે તમે !

ચંચઆરોટ—(ના ના કહી છેવટે હાથમાં લેતાં)

દોહરો.

અમલ પિયે સદ ભાગિયો અમલ ચતૂર સુજાણ;
અમલ લિધો નહી જેહણે, રીંછ રોઝડો શ્વાન !

(પીને) અ-હા-હા-હે-હે ! રંગઆરોટ હવે મારા હમ તમે લ્યો ?

રંગઆરોટ—આપણને એક પ્યાલિયે શું થશે ? તેમ છતાં તમારી મરજી હોયતો લાવો, આછમનતો કરિયે ! (હાથમાં લઈ)

દોહરો.

અમલ પિયો શુભ કામમાં, જો ચડવું હોય રાન;
પિયો બાપુ મગ્લક અમલ, ફત્તેહનાં નિશાન !

પણ અરે, અમારા ઉસ્તાદ ક્યારના આ લલ્લઆરોટ રહી ગયાને (પ્યાલી ભરીને) લ્યો લલ્લભાઈ, મારા હમ, હું મરૂં.

લલ્લઆરોટ—(પ્યાલી તરફ મિઠી નજરથી જોઈ) આજ મારી તબિયત ઠીક નથી, પણ સિદ્ધરાજ જયસિંહના શૂભ કામમાં આવ્યા છિયે માટે ના ન કહેવી, લાવો ત્યારે (હાથમાં લઈ)

દોહરો.

અમલ અમલ કરતા મરે, અમલ જાત કુરબાન;
અમલ વિનાનો આદમી, પૃથ્વિ-માં પાષાણ !

(રંગઆરોટ વાસણ તરફ નજર કરીને) અરે હજી એક પ્યાલી ભરાય એટલું તો રહ્યું, એ કોને આપીશું ? (જરાવાર વિચાર કરીને) અરે ઠીક, બોલાવો આ ધર્મશાળા વાળાને, એ પણ આપણી માફક આદમીમાં જણાય છે. (ધર્મશાળાવાળો આઘો ઉભો હતો તે પાસે આવે છે)

ધર્મશાળાવાળો—કેમ બારોટ, મને બકોર્યા ?

લલ્લઆરોટ—અમને ખબર નહોતી, માટે માફ કરજો; (પ્યાલી ભરીને) લ્યો—

**ધર્મશાળાવાળો**—અંહ ! બાપા હું તો નથી પીતો.

**રંગબારોટ**—અરે પાતાળમાં પેહે તોપણ અમલદારનાં દેદાર ઢાંક્યાં રહે ? હ્યોકને; અહીં તે આં વ્હેલાઈ તેડવા હતા તે હાંશ્રા મોંઘા થાઓછો ?

**ધર્મશાળાવાળો**—(પ્યાલી સામુ જોઈને) અરે, એટલું બધું તો નહીં !

**ભંગડબારોટ**—અરે રાખો રાખો બહું થિયું; બધુંએ જાણીએ છિયે !

**ધર્મશાળાવાળો**—(પ્યાલી હાથમાં લઈ)

### દોહરો.

કાળિયું કે'નારો મરે, અમલ રાજા જહાંન;
અમલ તણી નિંદા કરે, તેનો જાજો જાન ?

**રંગબારોટ**—પીતા નહોતા, ત્યારે અગલનો દુહો ક્યાંથી આવડ્યો !

**ધર્મશાળાવાળો**—બારોટજી આ ધર્મશાળામાં હજારો આવે અને હજારો જાય; અમે એમાં ચિત્ત રાખિયે તો, અમારૂં કામ ક્યારે કરિયે ? મળહકામાં ઉઠી મોટા પૈસા-ભાર લઈ લિધું કે અમારે હાંજ હુધીની નેરાંત !

**ભંગડબારોટ**—ભા એતો બંધાણ ઓછું કહેવાય !

**રંગબારોટ**—ત્યારે કાંઈ બાર ભંજાણું કાઢોકને ? નેકર અમલ આવશે ચેમ ?

**લક્ષબારોટ**—(ગાંસડી છોડી માંહથી દાળિયા ખજૂર તથા ટોપરૂ કાઢી) લ્યો હવે આ મૂઠી મૂઠી. (બધા ખાવા માંડે છે, અને થોડીવારે અફીણનો નિશો ચડતાં)

**ભંગડબારોટ**—લક્ષબારોટ, આ મોટા મોટા માણહ દારૂ પિતા હશે તે ચેમ હશે ?

**લક્ષબારોટ**—અમલ જેટલો શુરાતન વાળો છે, તેટલો

દારૂ નથી; અમલ ચડાવીને જો એકવાર હજાર માણુહની વચમાં એકજ તલવાર લઇને કોઈ ઘૂમે તો એની ખુનનો બાઈ કરૂં, કંઈકનાં માથાં રઝળાવે, અને દારૂતો કુશ રસ્તામાં લથડ્યો તો ઉઠાવીને ઘેર લાવવો પડે !

રંગબારોટ—ત્યારે આજ કાલ એફણ બંધ કરી દારૂ ઉપર લોક વધારે પડતા જણાય છે, તેનું કેમ ?

ચંચબારોટ—જેનું તગદીર ફુટ્યું હશે, ખાને ખરાબ થવાનો હશે, તેજ દારૂ પીશે; અમે તો બુઢ્ઢા ખખ થઈ ગયા પણ એટલું કહી જઇએ છિયે તે યાદ રાખજો કે જ્યારે આ દેશમાં દારૂનો ઉપાડ ઘણોજ થશે, ત્યારે લોક, બાયલા, નામર્દ, ટુંકી અક્કલના અને અલ્પ આયુષના થશે; ઘણી જ્ઞાતિયો ધિમે ધિમે નાશ પામશે; અને દેશ પાયમાલ થતાં પરતંત્રતા ભોગવશે.

રંગબારોટ—એ હડહડતી આગનો ભભૂકો મારા બાપ, પેટ બાળી નાખે ! પરમેશ્વર આપણાં છોકરાંને એવી અક્કલ ના સૂઝાડે ! વળી એક શ્લોકમાં કિધું છે કે દારૂ પિનારાને શુદ્ધ કરવા તેને ચતો સૂવાડી તેના મ્હોમાં હડહડતા શીસાનો રસ રેડવામાં આવે તો પણ તે શૂદ્ધ થઈ શકતો નથી.

ધર્મશાળાવાળો—ભાઈ વહન નામજ ભુંડુ છે; આ અફેણ મળતાં જરાવાર થઇતો, કંઠે પ્રાણ આવે, અને ટાંટિયા ઘસી ઘસી જાય મારા ભાના ભા પાહે ! પણ શું કરિયે, જુવાનીમાં સોબતે અહર થએલી.

(એટલામાં કોઈ નવો આદમી આ સંવાદ સાંભળવા ઉભો રહેલો તેને બ-ગ સુ આવે છે તેથી.)

રંગબારોટ—(ઘણો ગુસ્સે થઈને હાથમાં લાકડી લઈ) અરે તારૂં નખોદ જાય, મારૂં એફણ બગાડ્યું (મારવા દોડેછે, અફીણ ખિજા તેને ખાળી રાખે છે.)

લક્ષબારોટ—(તેને પકડી રાખતાં) જરા ધિમો પડ ધિમો; આ પરદેશનો મામલો છે, ગૂપચુપ કામ કરવા આવ્યા છિયે, ત્યાં તું વળી વલોણામાં ક્યાં—

ચંચબારોટ—(તેને તેનાં કપડાં આપતાં) હવે હેડોકને જ્યાં જવુંછે ત્યાં, અમસ્તી વેળા શું કરવા ખુઓછો ?

(જેમતેમ સમાધાન કરી બધા જાયછે.)



# પ્રવેશ ૫ મો.

## સ્થળ—હડમત કુંભારનું ઘર.

### લક્ષબારોટ, રંગબારોટ, ચંચબારોટ, ભંગડબારોટ, તથા હડમત કુંભાર ઇત્યાદિ.

લક્ષબારોટ—(હડમતને ગારો કરતો દેખી.)

એહડમતભાઈ, રોમ રોમ, રોમ રોમ, રોમ રોમ.

હડમત—(હાથમાંનો પાવડો દૂર મુકી માટીથી ખરડાએલા બે હાથ ઉંચા કરી.)

આવો બારોટ આવો, રામ રામ, રામ રામ.

(ઘરમાં દોડતો જઈ ફાટલી તુટલી ગોદડી લાવી બધાને બેસાડે છે.)

લક્ષબારોટ—કેમ હડમતભાઈ, છૈયાં છોકરાંતો હારીપેઠે?

હડમત—છૈયાં છોરૂંમાં અમે બે ધણીધણિયાણી; દૈવને ત્યાં દિકરાની ખોટ પડીસે !

રંગબારોટ—અરે અમારાથી શું કરવા છાનું રાખોછો ? અમેતો બ્રહ્મદેવ છિયે !

હડમત—(જરા હસીને) બા, તમારાથી ક્યાં છાનું સે ? જાણે પત્થરા એટલા દેવ કિધા તાણે એક છોડી સે, આપના પરતાપથી હોવે હારીસે.

રંગબારોટ—પણ તમે અમને ઓળખ્યા? અમે તો

તમારા મોહાળના ગામના કુંડલાના છિયે; તમારો દાદો ચહકિયો તેના પાડોહમાં રહિયે છિયે; એતો અમને પૂછ્યા વના પાણી પણ પીતો નહોતો, અને આપણે ત્યાં એધું ભેળા રમ્યા છિયે ।

હડમત—(બધાના સામી ધારી ધારીને નજર કરી યાદ લાવી) હોવે હોવે, આ લક્ષભાઈ, આ ભંગડભાઈ, આ રંગભાઈ અને આ ચંચભાઈ, એમ ખરૂં કે ખોટું? તેમાં આ રંગભાઇએ તો મને પાંચશેર ખજુર આલી હોળીને દા'ડે નનામીમાં હુતાડ્યો હતો । ભાઇઓ માફ કરજો (ઉઠ્યા થઈ ખાટલો લાવી બધાને આગ્રહ કરી ખાટલા ઉપર બેસાડે છે.)

ભંગડબારોટ—(મનમાં) શકનતો હારા થાય છે; અને બુઢ્ઢાઓ ધિમે ધિમે ઠિક અડતા જાય છે ।

હડમત—(બે હાથ જોડી) આજ ઘણે વરહે આપણે મળ્યા; તેથી બહું આનંદ થિયો; આજ હિરામણ અહીંજ કરતા જજો ?

લક્ષબારોટ—આ નદીની પેલીમેર એક કામ માટે જતા હતા, ત્યારે તમને જોયા, એટલે વિચાર થયો કે આપણા અસલી દોસ્તને તો મળતા જઇએ ! અને આ બાબતમાં હડમતભાઇને પણ પૂછી જોઇએ; હારે હારીવાત છે; તમને સૂખી દેખી અમે ઘણા રળિયાત થઇશું.

હડમત—હોવે ભા હોવે; વા'લાનોતો દસ્તૂરજ છેકને ? (પોતાના માલની ખરીદી થશે જાણી) આ જૂઓ, ત્રણ નેભા નરિયાં તૈયાર સે, હો કાડી નાનાં મોટાં વાહણ તૈયાર સે; ભા તમે રજવાડામાં ફરનારા, કાંઈ એક એવું ચોકઠું બેહાડી આલો, તો હારૂંજ તો !

રંગબારોટ—અરે એવું ચોકઠું બેહાડી આલિયે કે આ ગારો ચૂંથવોજ મટે, પણ તમારી એકવાર હા છે ?

**ચંચબારોટ**—લક્ષ્મિ ચાંલ્લો કરવા આવે ત્યારે મ્હોં ધોવા જવા જેવું ના કરિયે; એતો આંખો મિંચીને કપાળજ ધરિયે, અને હરીનું નામ સ્મરિયે!

**હડમત**—(સમજણ ન પડવાથી) હોવે ભા હોવે, મારો માલ હવણે ખપી જાય તો; આ ઘડી બિજો કરૂં; આતો ગામડું ગામ, તેથી ખપત પરમાણે કરિયે, ક્યાંઇક એવી નેરાંત કરીઆલો કે મારો માલ દેશાંતર જાય?

**ભંગડબારોટ**—અરે માલ તમારો જવાદોને; આતો ઘેર બેઠે ગંગા લાવિયે!

**હડમત**—તારે તો ભા હારૂંજતો; છોડી તો મ્હોં જોઈ અને નાની છે, તેની પાહે તો પાણીનો લોટો પણ અમે ભરાવતાં નથી; આયડી અને હું હામે કાંઠે વેડો ખોદ્યોસે, તાંથી તાપ ટાડ વેઠી લાવિયે સિયે, માટે અહીં નદી આવે એવું કરીઆલો તો તમેજ અમારા પરમેશ્વર!

**રંગબારોટ**—અરે એ બધું જાય, હાથીનો હૂદો થાય, કેમ ઉતરે ઉરમાંહ?

**હડમત**—(મશ્કરી સમજી) તમે તો બારોટ નાનપણમાંએ એવા હતા, અને હજીએ એવાને એવા ટીખળી રિહા!

**લક્ષબારોટ**—આ લ્યો વચન અને આપો વચન? (હાથ ધરેછે)

**હડમત**—હમજ્યા વગર શેનું વચન આલું?

**ચંચબારોટ**—તાણે જનમ સુધી ગધેડાં ચારવાંછે કે બડે જાઓ મહેરબાન થવું છે?

**હડમત**—(હસીને) હારે હારૂંજતો! પણ ચોખ્ખું કહો કને હૂ સે?

**લક્ષબારોટ**—આ ગૂજરાતના રાજા સિદ્ધરાજ જયસિંહનું નામ તો તમે સાંભળ્યું હશે; એને માટે આજ બાર મહિનાથી કન્યા ખોળિયે છિયે, પણ મન ધાર્યો પત્તો લાગતો

નથી; એટલામાંખબર મળી કે હડમતભાઈ આપણા બચપણના ગોઠિયા છે, વાહાલમાં વાહાલ વધારે એવા છે અને આપણું ઘર છે, અને બધી રિતે હારૂં છે.

**હડમત**—(ચમકીને) નારે માબાપ; લાખાફુલાણીને પાપે તો રાતોરાત હું કચ્છમાંથી નહાસી આવ્યો; વરી ચાર પાંચ દિવહ ઉપર હવણોજ એનું હગપણ કિધું, અને અમે કુંભાર ભાઈ, અને એ રાજા; ચ્યાં રાજા ભોજ અને ચ્યાં ગાંગો તેલી! ભાઈ, અમારે તો હરખે હરખુ હારૂં, જે ન ફાવ્યું તો ફરી પાઘડી બાંધિયે.

**રંગબારોટ**—આતો ચકલીને માળે ગરૂડ પધારેછે, શેરડી ભેગી એરડી પાણી પિયેછે, સુદામાંનું દારીદ્ર ભાગવા જેમ કૃષ્ણે તાંદુલ આરોગ્યા હતા તેમ છે, માટે હાજ કહો? ગયો વખત પાછો નહિ આવે, અને જનમ સૂધી ગારો ચુંથતા રહેશો! એ છોડી કોઈ રાજ્ય મેહેલ દિપાવે એવી છે, એ કંચનને કિચડમાં નાંખી શું કરશો? વાસ્તે મહા રાજાના સસરા બની આજથી આનંદ કરો?

**હડમત**—અમે તો કિચડમાંથી કંચન કાઢનારા, કિચડના જીવ કિચડમાંજ આનંદ માનિયે સિયે, માટે ના માબાપ, એવું કામ અમારે નથી કરવું! (ભડકીને ચાર ડગલાં દૂર જઈ બેસેછે)

**રંગબારોટ**—(લલ્લના કાનમાં) મૂકોને પાંચસે મહોર હાથમાં, એટલે તરત હા કહેશે!

**ભંગડબારોટ**—(સાંભળવાથી) રંગભાઈ હાચું કહેછે, જર દેખીને મોટા મુનીવર ચળી ગયા તો આ ઠોઠુ શા હિસાબમાં!

**લલ્લબારોટ**—(ઉઠી હડમંતનો હાથ પકડી) લ્યો હવે બોલો તો મારા હમછે, મારૂં ગળું કાપે!

**હડમત**—(મહોરોથી લલચાયા છતાં જરા ભાવ ખાવાને) નાના ભાઈ સાહેબ, નાનુ.

રંગબારોટ—અરે નાને હા; એતો એજ ! સ્વપ્નામાંએ તમે આવા ચળકતા હોનાના કડકા ક્યારે દેખવાના હતા તે ભાવ ખાઓછો, માટે હાથમાં આવ્યું તે બાપનું !

હડમત—( બધી વાત ખરી લાગ્યાથી ) તાણે ઉભા રહો. મારી બાયડીને જઇ પૂછી આવું. (જાયછે )

ભંગડબારોટ—વાહ રંગબારોટ તમે આ ટાણે હારો રંગ આણ્યો !

લક્ષબારોટ—એતો એમજ થાય !

હડમત—( પ્રવેશ કરીને ) ઠીક તાણે, પણ એમને ચેટલી રાણિયો સે ?

લક્ષબારોટ—તેનું તારે શું કામ છે ? પટરાણી તારી છોડી થશે.

ચંચબારોટ—કેમ હવે કબુલ ?

હડમત—પણ આ મહોરોં લેવાની તો મારી બાગડી ના પાડેસે, એ છોડીનું ધન કોણ લે ?

રંગબારોટ—અરે એતો અમે તારી છોડીને હારાં હારાં લુગડાં, ઘરેણાં, ભણાવવા વગેરે માટે આલિએ છિયે, એમાં તારે શું ? એ છોડી તો હવે અમારી થઈ, માટે સિદ્ધરાજ જયસિંહના સસરા, લે—તાળી. (તાળી આપેછે.)

લક્ષબારોટ—ત્યારે હવે અમે જઈશું, અને થોડા દિવસમાં બડી ધામધુમ સાથે ખાંડુ લઈ આવીશું.

હડમત—(હરખાઈને) હવે તમને અહીંથી સકનમાં ભુસ્યા જવા દેવાય કે હું ? હેમાં મારી ઈજત શી ? આ બેમણ ઓબાવી કંહાર ને ઘી કરાવુંસુ, તે હગળા ખુબ જમીને જાઓ ?

રંગબારોટ—વાહ ફાંકડા વાહ ! સાબાશ તારી અક્કલને અને ધન્યછે ત્મારાં માતપિતાને !

હડમત—(ખૂબ ખુશી થઇને) અમે જંગલનાં જનાવર તોએ

વવેકમાં તો હંમજીએ!

ભંગડભારોટ--તને જનાવર કહેનાર જનાવર; પણ હવે ભાઈ તાકીદ કરે તો સારૂં!

હુડમત—અરે આ ભેંમણને બોલાવી લાવું. ( હરખાતા હુડમત દોડતો બ્રાહ્મણને બોલાવવા તથા બિજો સામાન લેવા બહાર જાયછે; બારોટો પોતપોતાની વાત કરવાની સફાઈ તથા ફત્તેહથી હર્ખાતા ગામ જોવા બાહાર નિકળેછે.)

---

## પ્રવેશ ૬ ઠ્ઠો.

### સ્થળ—વિદ્યાધર શાસ્ત્રીબાવાનું ઘર.

વિદ્યાધર અને હકીમને વેશે રાખેંગાર.

**વિદ્યાધર**—( કેવળ વૃદ્ધ વેશે પ્રવેશ કરતાં )

**ગીતિ.**

पींगट जटा करालं, मारं काशिपु हिरण्य बलवंतं ॥
जन प्रल्हाद उगारं, नरहरि रूपं नमामि भगवंतं॥

અહા! રાણકનું રૂપ અને તેની બૂદ્ધિ અપાર છે. મને એ ખરેખાત દેવી જેવી લાગવાથી એનું નામ મેં રાણકદેવી પાડ્યુંછે, અને બધા હવે એને એ નામથીજ બોલાવેછે; પેલા ભાટ જ્યારથી તેને મને ભણાવવા સોંપીગયા ત્યારથી હું જોઉછું તો એની સ્મર્ણ શક્તિ અદ્‌ભૂત લાગે છે; એક વખતે એક બાજુએ પોતાની સખિયો સાથે એ શેત્રંજ અગર ચોપાટ ખેલેછે, બીજી તરફ ગણિતનો કઠિણમાં કઠિણ હિસાબ મ્હોંએ તૈયાર કરેછે, અને વળી તેજ વખતે હું બાજુએ બેઠો બેઠો મનુસ્મૃતિ વાંચી જઉછું તેમાંનો એકેએક શ્લોક પછીથી પૂછુંછું તો જીન્હા મોંજ! તેમાં પણ જરા હું અશૂદ્ધ શ્લોક બોલ્યો તો તુર્તત

મને ટોકેછે; આજ સૂધીમાં ભાગવત, રામાયણ, મહાભારત, નળ દમયંતી, હરીશ્ચંદ્ર, શાકુંતલ, ઉર્વશી, જસુરાજ રાજ્યનિતી, પ્રવીણસાગર, સ્ત્રી ધર્મ વગેરે અસંખ્ય પૂસ્તકો તે વાંચી ગઈ; અને હજી વિશેષ જાણવાની અપેક્ષા રાખેછે! પરિક્ષા માટે સેજ પ્રશ્ન કરિયે તો મૂળથી અંત સૂધી તે કહી દેછે; એના મનની ચપળતા, બોલવાની લાવણ્યતા, હરેક વિષય સમજાવવાની એની સરળતા અને ઢબ, અહા! અતિ સુંદર છે! એનો રૂઆબજ એવો પડેછે કે ગમે તેવા વિદ્વાન પુરૂષને પણ તે પોતાના તેજમાં દાબી નાંખેછે! પરમેશ્વર, એ સકલ ગૂણ સંપન્ન મૂગ્ધા મહારાજા સિદ્ધરાજ જયસિંહનું મન વશ કરે, એટલે મારો સર્વ શ્રમ સફળ થયો માનું! ભાટોએ આવીને મને ઘણી તરેહની આશાઓ તો આપીછે, પરંતુ એ બધું આ બાઈના પ્રારબ્ધ સાથે છે. ટૂંકા વખતમાં મેં લિધેલ શ્રમથી મહારાજા જયસિંહ પ્રસન્ન થઈ એક બે ગામ આપે તો ઠેર ઠેર "એકાદશી પૂર્ણ પર્વણી" કરવી મટે! ઈશ્વર એની તબિયત સૂધારી બધાંને યશ આપે?

(હકીમજી પ્રવેશ કરેછે.)

**હકીમજી**—(શાસ્ત્રી બાવાને) આપકા મિજાઝ તો અચ્છા હય? મગર અબી ઘરમે કેસી તબિયત હય?

**વિદ્યાધર**—(હાથ જોડીને) હકીમ સાહેબ, મારી તબિયત આપની દવાથી ઘણી સૂધરી છે; ઘરમાં પણ આપે બે દિવસમાં ફેર કરી દીધો! આપ જેવા પરમાર્થુ પૂરૂષો પૃથ્વિમાં વસેછે, તો ભલા, અમારા જેવા નિરાધાર આદમિયોનો આધારછે. હું ઠેર ઠેર સાંભળુંછું તો આપની દવાનાં લોક ઘણાંજ વખાણ કરેછે. આપના હાથનો સ્પર્શ થાયછે કે ગમે તેવો આજારી આદમી ખાટલો ખંખેરી ઉભો થાયછે, એવી આપના હાથમાં યશ રેખાછે; ઈશ્વર આપનું કલ્યાણ કરે!

હકીમજી—હમ કુછ કોઈકી એસા ફેસમે ખડે નહિ રેહેતે હય; ઓર કોઈકી પાસસે કુછ લેનેકી ભી હમારે ઉસ્તાદકી મનાઈ હય. દુર દુર કે દેશ ફિરતે હય, પહાડ જંગલમેસે જડી બુટ્ટી ઢુંડકે લોકુકું દવા દેતે હય, ઓર ઈનશાઅલ્લા કા હુકમસે હમકો સબ તરેસે ફજલ મિલતા હય.

વિદ્યાધર—(જરા વિચાર કરીને) હાં, હકીમ સાહેબ એક વાત સાંભરી આવી; અહિં હડમત નામનો એક કુંભાર રેહેછે, તેને એકની એક છોકરી છે, જે ઘણીજ કાંતિવાન અને બૂદ્ધિશાળી છે; મારી પાસે તે હમેશ અહીં ભણવા આવેછે, અને તે ગૂજરાતના રાજા સિદ્ધરાજને હવે થોડી મૂદતમાંજ પરણવાની છે; પરંતુ આજ કાલ તેને કાંઈ શુંએ થયું છે કે તે દિવસે દિવસે ગળતી જાયછે; આજ ચાર પાંચ દિવસથીતો અહિં તે ભણવા આવતી હતી તે પણ બંધ થયું છે. કોણ જાણે તેને કાંઈ ઝોડ કે બલા વળગી છે, કે કોઇએ કાર્મણત્ર કર્યું છે, તે એકદમ ઝપટાઈ ગઈ છે, અને વારંવાર "પ્રાણનાથ જલદી કરો નહિતો સપડાઈ જઈશ" એવી લવરી કરેછે; ભલા ભલા વૈદ્યના ઓષધની ટેકી લાગતી નથી, એનાં માબાપ પણ કપાળે હાથ દઈ રાત્રિદીવસ રૂદન કરેછે; હકીમ સાહેબ, આપે તો નાનપણમાંથીજ ફકીરી લઈ દુનિયાંની તમામ લાલચો મૂકી દિધીછે, પણ તેને આરામ થશેતો અમારા જેવા અનાથ બ્રાહ્મણનું કલ્યાણ થશે!

હકીમજી—ઓર પરવાહતો અમ જેહેરખતે હય લેકીન ખુદા કે કરમો ફજલસેં હમ ઉનકુ એકજ દીનમેં આરામ કર દેઈંગે.

(એટલામાં હડમતને ત્યાંનો ગભરાતો આદમી પ્રવેશ કરી શાસ્ત્રીને)

આદમી—મહારાજ, રાણકબા અત્યારે બહુંજ ગભરાઈ ગયાંછે, તમામ શરીર શિથળ થઈ ગયુંછે, માટે હડ-

મત ભાઈએ દોડતો મને આપને બોલાવવા મોકલ્યોછે.

વિદ્યાધર—હકીમ સાહેબ, સાંભળ્યું ? એ પ્રમાણે આ-જકાલ વારંવાર થાયછે, માટે આપ અત્યારે મારી સાથે પધારો તો—

હકીમજી—આપ બેપરવાહ રહો; પરવરદેગારકી દુવાસેં ઓર હમેરી એક બખ્તકી દવાસેં કમાલ દરજ્જે ઉનકું અચ્છા હો જાયગા. આપકી મરજી હય તો વાં ચલો !

વિદ્યાધર—જા જઇને કહે કે આ હકીમ સાહેબને લઈ હું આ આવ્યો. (આદમી જાયછે એટલે શાસ્ત્રી બાવા ઘરના અંદરના ભાગમાં પોતાનાં કપડાં લેવા જાયછે.)

હકીમજી—(મનમાં) રાણકપ્રિયા, તું તારૂં શરીર આમ શા માટે બાળી નાંખેછે ! તારા દ્રઢ મનની અને સ્વચ્છ પ્રેમની તો મને પૂર્ણ ખાત્રી થઈ; તેમજ ત્રણચાર દિવસથી તારા શરીરને ઠીક રહેતું નથી જાણી પાણી પિધા શિવાય વેશ પલટી રાતો રાત અંહી દોડી આવ્યોછું, તે તારેજ માટે અને આ ગાંધીવરૂં આદરી બેઠોછું તેપણ તારેજ વાસ્તે !

વિદ્યાધર—(તૈયાર થઈ આવી) ચાલો સાહેબ !

હકીમજી—હાં ચલો. (બન્ને જાયછે.)



## પ્રવેશ ૭ મો.

### સ્થળ—હડમત કુંભારનું ઘર.

હડમત, રૂપલી, રાણકદેવી.

(આશપાસનાં). બિજાં માણસો અને (પછીથી) વિદ્યાધર તથા હકીમજી.

રાણકદેવી— પદ. (તારીફ ક્યાળ, એ રાહ).

પ્રિત તેં વિસારિ પ્યારા, પ્રિત તેં વિસારિરે;
સખ્ત જખ્મમાંથી, બચું શું બિચારિરે; વિસારિ.
વચન જૂઠાં જૂઠાં દઈને, પ્રિતમ ક્યાંધું પ્રાણરે;
પ્રિતમ પ્રિતમ પ્રિતમરે.
આવ આવ આવ પ્યારા, દુઃખિ પ્રાણ પ્યારિરે; વિસારિ.

(એકદમ ફરી બેભાન થઈ ખાટલામાં પડેછે, જેનો ધબાકો સાંભળતાં બધાં બાહારથી દોડી આવેછે).

**હડમત**—(આંખમાં આંસુ આણીને) અરે હાય, હાય! હમણાંજ કાંઈ હારૂ હારૂ ગાતિતિ, તાણે મેં જાણ્યું કે હમણાં હમણાં એને એકલાં બેહવું બહુ ગમેસે, તે બેહવા દો કરી બાહાર ગ્યાં; અરે માબાપ, વરીવરી આ હું!

**રૂપલી**—મેંતો કહ્યુંજ હતું જે આપણે હરખા હરખીમાં હારૂં; આપણે કોઈના પૈસા લેવા નથી પણ રાજાના હહરા બનવું, અને હાથી ઉપર બેહવું તે લ્યો હવે બેહો?

**હડમત**—રાંડ મને બળતાને હું કરવા બાળછ? જેવા વિધીના લેખ, હવે ના કહીને આપણે ગ્યાં રહિયે?

**રૂપલી**—આ કોઇએ કરતબ કર્યું તે ઘડીમાં જણાહે!

**હડમત**—(તેના ખાટલા નજીક જઈ) રાણકબા, રાણકબા, મારી વા'લી છોડી! (કાંઈ બોલતું નથી એટલે નિરાશ થઈ) ઓ મારા બાપ! મને આ અવરી મત ગ્યાંથી હુજીરે!—

**રૂપલી**—(રાણકની થડકાતી આંખો જોઈ) બોન, બોન, બોન,

(એટલામાં વિધાધર તથા હકીમ પ્રવેશ કરેછે.)

**હડમત**—(બન્નેને આવતા જોઈ) આવો ભાઇઓ, આ મારૂં નહિબ ફુટવા લાગ્યુંસે—રે—મારાં—મા—બા—પ!

**હકીમજી**—(ખાટલા તરફ જતાંજ રાણકદેવીને વિપરીત સ્થિતિમાં જોઈ આંખમાં આંસુ આણીને મનમાં) રાણકપ્રિયા! પ્રાણાધિકપ્રિયા!!! અરે તેં તારી આવી સ્થિતી કેમ કરી નાંખી!!! (પ્રકટ રીતે) ઉનકું કુછ આસેબ માલુમ હોતા હય, સો જય

તક ઇધર સબ આદમી બેઠેજ રહીંગે વાં તક એ બોલેગા નહીં, સબબ આપ સબ યાંસે દૂર જાકે બેઠો તો અચ્છા: ઓર એક આદમી તાકીદસેં જાકરે ગૂલાબપાની લાવ, ઇસમેં હમ હમેરી દવા મિલાકે દેઇંગે.

**વિદ્યાધર**—હકીમ સાહેબ સાચી વાત કહેછે; ભાઈ ગામમાં તો એઓ એક બિજા પરમેશ્વર પધાર્યાછે; કંઈ કંઈના! આચાર દિવસમાં તો એમણે જડ મૂળમાંથી દુઃખ કાઢી નાંખ્યાં! (એક માણસને) આપણી પેટીમાં ગૂલાબજળનો સિસોછે ઘરમાં કેહેજે તે આપસે, માટે લઈ આવ દોડતો ?

( માણસ ગૂલાબજળ લાવેછે, એટલે બધાં બાહાર જઈ બેસેછે. )

**હકીમજી**—(ગૂલાબજળમાં કાંઈ બીજી દવા મેળવી તેમાં પોતાનો રૂમાલ પલાળી તેના માથા ઉપર મૂકી ખાટલાના એક ભાગ ઉપર બેસી )

(કંગનવા મોરા કરસે—એ રાગ.)

રંગીલી પ્યારી, અહીં શું મૂઝાઈ ગઈરે;
મનથી માની મેં મારી, પ્રાણાધિક પ્રાણ ઉચ્ચારી;રંગીલી.
સાચી પ્રિત તારીરે, જાયે ના ઉતારી રે;
પાસે હું બેઠો પ્યારી.
સહુ ભૂખ તરશ વિદારી, મન જખ્મ દીસે આકારી;
પ્યારી ચૂક વિસારી, હવે ઉઠ ઉઠરે; રંગીલી.

**રાણકદેવી**—(દવાની અસર તથા રાખેંગારના સ્વરથી એકદમ જાગૃતથઇ) અહો ! પ્રાણનાથ !

( તને ભેટેછે પછી એજ રાગમાં ).

પ્રિય કી પ્રિયા માંહી, ફસાઈ ગયોરે;
પ્રાણાધિક પ્યારો જાણું, અંદેસો ઉર એક આણું; પ્રિય.
બમર નરે જાણું રે, એનું ન ઠેકાણું રે;
પડવાનું ભવ સુધિ પાનું,

નહિ ચાલે પછીથી બ્હાનું, વિચારી લ્યો આ ટાણું;
પ્રિય બ્હાનું આપો થાપો, પ્યારી પ્રેમ ધરિ; પ્રિય.

રાખેંગાર—(હાથ ઉંચા કરી) લે—આ કોલ પછી કાંઈ? સિદ્ધરાજ જયસિંહને પરણવા તો તું તૈયાર થઇછું, અને મને મહેણાં મારી શામાટે મારી કાયા બાળી નાંખેછે?

રાણકદેવી—પ્રાણાધાર, સિદ્ધરાજ જયસિંહમાં મેં મન ઘાલ્યું હોતતો મારી આવી સ્થિતીજ થાત! આટલું આટલું થયા છતાં પણ આપના મનમાં તે વિશે શું અંદેસો રહેછે? એને સોળ રાણિયો તો હાલ હયાતછે, સત્તરમી હું થઉં; વળી મારા કરતાં વિશેશ સ્વરૂપવાળી એના જાણવામાં આવે એટલે મને વળી ખજીરા ખાતે નાંખી બીજી પરણે, તેમાં શો સંદેહ! આપ મને તરછોડી દગો દેશો તો રાણક, સિદ્ધરાજની ચોરીમાં પોતાની જીભ કરડી મરશે!

રાખેંગાર—પ્રાણપ્રિયા, બસ બસ, મને તારા ઉપર મૂદલ વેહેમ નથી, તેમજ આ ખોળિયામાં જ્યાં સૂધી જીવછે ત્યાં સૂધી, તને હવે એક ક્ષણભર પણ વિલી હું મૂકવાનો નથી.

રાણકદેવી—આપની ખાત્રીછે ત્યારે તો આટલું તલપુંછું, જંપુછું અને પિડાઉંછું; વળી વચમાં વચમાં પ્રસંગ લાવી મળતા રહ્યા તેથીજ આપની રાણકદાસી હાલ જીવતીછે!

રાખેંગાર—સાચી પ્રિત રૂપ કે રંગ જોતી નથી; તેને મન ગાંડુ કે ડાહ્યું, કાળુ કે ગોરૂ, રૂપાળુ કે કુરૂપુ બધું સરખુંછે; જેઓ કોઈ પણ રિતના સ્વાર્થ માટે અથવા વિષય અર્થે પ્રિત રાખેછે, તેમની પ્રિત વધારે દિવસ રેહેતી નથી, અને એવી પ્રિતને ધિક્કારછે! પણ અહીં મારે વધારે વખત થયો માટે હવે જાઉંછું.

રાણકદેવી—(તેના છેડા પકડી) હવે ક્યાં જશો ? હવે તો રાણકને સાથે લઇને અથવા તલવારના ઘાથી પૂરી કરીને જાઓ ?

રાખેંગાર—તારી સ્થિતી તથા ઉડતી અફવાઓ લક્ષમાં લઈ, મેં ક્યારનોએ અશ્વાર મોકલ્યોછે, જે પાંચહજાર હથિયારબંધ માણસો, ઘોડા ગાડિયો, ઇત્યાદિ લઈ આજ સાંજ સૂધીમાં અહીં આવી પહોંચશે; તારો બાપ સેજમાં માનશે તો ઠિકછે નહી તો પછી લશ્કરી કાયદો કરીને તને કાલે સવારે જૂનાગઢ દાખલ કરવા મારી મરજીછે. તે વિશે તારો વિચાર જાણ્યા આગમચ ઉઘાડા પડવું એ જૂલમ ગણાય, માટેજ આ હકીકત બનવું પડ્યું છે, વાસ્તે તારી શી ઇચ્છાછે ?

રાણકદેવી—એમાં મારી ઇચ્છા બિલાડીને દૂધ પિવાનું પૂછવા જેવીછે ! પરંતુ મારાં માતપિતા જેમણે અતિ પ્રેમથી મને ઉછેરી મોટી કરી તેમના ઉપર જૂલમ ગૂજરે નહીં એમ કરશો,

રાખેંગાર—ના, ના; તેમ તો નહીં કરૂં; શામદામ અને ભેદથી કામ લઇશું, પણ કેમ હવે છેડો છોડીશ ?

રાણકદેવી—(વધારે જોરમાં તાણતાં હસીને) હવે છેડો કેમ છોડું ! (છેડો મૂકતાં) પણ મને હવે અહીંથી તાકીદે છોડાવશો.

રાખેંગાર—(ઉઠતાં) તેની કાંઈ ફિકર નહીં, પણ તું અત્યારે ઘણાજ ઉલ્હાસમાં જણાયછે, માટે જરા વધારે હોશિયાર થઈ બેસજે, નહિ તો હાલમાંજ હું પ્રસિદ્ધ થઈ જઇશ તો વખતે કામ કથળશે.

રાણકદેવી—(મ્હોં ઠેકાણે આણીને) જેવી પ્રાણવલ્લભની આજ્ઞા !

(હકીમજી બાહાર આવેછે એટલે)

હડમત—(અધિરાઈ અને આતુરતાથી) હવે એને કેમછે !

હકીમ બાપજી, વળગાટનું કારણ જણાયું ?

**હકીમજી**—નહી નહીં; ઉસકું કુછ બાયુ હો ગયાથા, મગર અબી બ્હોત અચ્છા હય, સબ જાકે ખુશીસે દેખો ?

(બધાં ત્યાં દોડી જાયછે, અને રાણકદેવીને આટલામાં ટટાર બેઠેલી જોઈ બધાં હકીમજીને પગે લાગેછે).

**વિદ્યાધર**—હકીમજી સાહેબ, આપતો ખૂદ પરવરદેગારનોજ અવતારછો !

**હકીમજી**—ઈનશા અલ્લાકું યાદ કરો; ઉનકે તુફેલસે યહ બાઈકું આરામ હુઆ !

**પાડોશિયો**—હકીમ બાપજી બહુ દયાવાળાછે; પહેલાં તો રાણકબાને જોઈ એમની આંખમાં પણ પાણી ભરાઈ આવ્યું; બાઈ હારા માણહની શી વાત !

**હકીમજી**—ક્યું હમકું હમારે મૂકામપર જાનેકી ઈજાજત હય ?

**હડમત રૂપલી વગેરે**—હા બાપજી, ભલે પધારો ! તશદી બહું પડી, માફ કરશો.

**વિદ્યાધર**—ચાલો સાહેબ, હું પણ સાથેજ આવુંછું.

(જાયછે).

**બિજો અંક સમાપ્ત.**

# अंक ३ जो.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ—જૂનાગઢનો રાજ્ય દરબાર.

**રાખેંગાર, સૂકીર્તિ, તથા જયધ્વજ.**

**રાખેંગાર**—કેમ સૂકીર્તિ, મઝેવડી ગામમાં પછીથી હડમતે કાંઈ તોફાનતો કર્યું નથી ?

સૂકીર્તિ—પૂન્યનરેંદ્ર, તોફાન તો બિચારો શું કરે; શામ દામ અને ભેદથી તેને સમજાવી કામ કાઢવા પ્રયાસ તો ઘણો કર્યો, પરંતુ તે નકારા ઉપર ચડેલો, જેથી છેવટે હથિયારબંધ આદમી તેના રેહેવાના મકાન ઉપર મોકળી, ત્યાં રથ લઈ જઈ, બાઈ સાહેબને અહીં લાવ્યા; બાઈસાહેબ તો ઉલટાં હડમતને શિખામણ દેતાં હતાં કે મારી મરજી સિદ્ધરાજને પરણવાની નથી, માટે જે થાયછે, તે ઠિકજ થાયછે, તેથી મને હવે એકદમ જવાદો?

જયધ્વજ—અરે બાઈસાહેબ તો તૈયાર થઈનેજ અમારી રાહ જોતાં હતાં; જેવાં આપણાં માણસ ઘરમાં પેઠાં કે તૂર્ત તેમનાં માતપિતાને પગે લાગી, તેમનો ઉત્તર સાંભળવાની વાટ ન જોતાં ગાડીમાં બેઠાં, અને એમનાં માતપિતા રહ્યાં આંખ ચોળતાં છેટાં!

શર્ખેંગાર—નહિ, આપણે તેમને વર્ષાસન બાંધી તેમનો સારો બંદોબસ્ત કરી આપીશું.

સૂકીર્તિ—આપણી મહાન પદ્વીને એમજ ઘટે; (રાજાને ખુશ કરવા). એટલો એ મૂર્ખ માણસ; કુળ કે કાંઈ બિજી લાંબી યોગ્યાયોગ્યતા હોય તોજ માતપિતાએ આડા આવવું એ યથાર્થ ગણાય, પરંતુ છોકરી સમજણી થયા બાદ તેનેતો મનગમતોજ ભર્તાર આપવો જોઇએ, પણ આ કુંભારભાઈ શું સમજે!

જયધ્વજ—એતો રાંકના હાથમાં રત્ન; વિના શ્રમે અને વગર જોખમે જંગલમાંથી જડેલું જવાહીર તે બિચારો શું જાળવી જાણે! નહીં તો શેરપાવરને આ સર્વ ઇતિહાસ માલમ પડેતો એને સૂખે રોટલો પણ ખાવાદે?

સૂકીર્તિ—શેરપાવર ઘણોજ મમતી, ઝનુની, અને વહેમીછે; આપણી હાલની હકીકતની એને વખતે ખબર

પડે તો કોઈ પણ તરેહનો વાંધો કાઢી ઉભો રહે, માટે આપણે એ વાતતો ઉંકારસવીજ નહીં.

રાખેંગાર—શિરપાવરને તે હવે તેર ચાૈદ વર્ષે શું ખબર પડવાની છે, પરંતુ આપણે આ કરેલ કામથી સૂતો સિંહ છંછેડ્યોછે, મણિધરનો મણિ લઈ લિધોછે, વાઘની બોડમાં જાણી જોઇને ઘૂસ્યા છિયે, વળી સિદ્ધરાજ ઘણો વિષયી આદમી કહેવાયછે, માટે આપણું સૈન્ય હાલ કેવી સ્થિતીમાં છે ?

જયધ્વજ—પૃથ્વિપતિ, આપણા સૈન્યમાં હાલ ૨૧૮૭૦ હાથી, એટલાજ રથ, ૬૫૬૧૦ ઘોડા, અને ૧૦૯૩૫૦ પાળાનું લશ્કરછે, જે એક અક્ષોહિણી કહેવાય; માટે એવા, સત્તર સિદ્ધરાજ આવે તોપણ આપણને તેમની દરકાર નથી.

સૂકીર્તિ—તોપણ મારી સલાહમાં એટલું તો આવેછે કે આપણે સામા લઢવા ન જતાં પ્રસંગ આવે માણસો કાઢતાં જવાં; આપણા નગરની આશપાસ પાણીથી ભરપૂર ખાઇઓ, મોટા મોટા ડુંગરો, અને ગીરની ઘાડી ઝાડીછે કે આપણે ઘણાં વર્ષ સૂધી નિરવિઘ્ને રહી શકિયે;

જયધ્વજ—આપનું કહેવું યથાસ્થિત લાગેછે; સેંકડો ડુંગરી રસ્તેથી આપણે અનાજ વગેરે જોઇતી ચિજો, અને બાતમિયો લાવી શકીશું, અને દુશ્મન બિચારો ઘણાં વર્ષ અથડાઈ, ટિચાઈ, કાયર થઈ થાકીને પાછા જશે !

રાખેંગાર—મારા વિચારમાં પણ એમજ આવેછે; એથી આપણાં માણસ હલાક થતાં બચશે, રૈયત પોતાનો કાર્ય વહેવાર-ધમધોકાર ચલાવ્યાં જશે, તોપણ અંદરખાનેથી દુશ્મનને ભેટવા તૈયારી કરી રાખવી જોઇએ; એતો બાર વર્ષ સૂધી માળવામાં પડી રહી હરાણાંજ પા-

છો આવ્યોછે, તેથી એની ફોજ તૈયારજ હશે, જે સમુદ્રના પૂરની પેઠે આપણી આશપાસ ફરી વળશે.

સૂકીર્તિ—આપણા લશ્કરની તો હવણાંજ આપણે કવાયત લિધી હતી તે ઉપરથી ખાત્રીથી કહી શકુંછું કે સૌરાષ્ટ્ર કરતાં ગૂજરાતના લોક કૌવતમાં ચઢે એમ નથી; વળી પત્થરમાં રહેનારાં આપણાં માણસો પત્થર જેવાં હોયછે; એ સિધી સડક ઉપર ચાલનારને અહીં સૂધી આવવાતો દો, દરમ્યાન કાંઈ અથડાઈ ટિચાઈ પારે પડશે (સૂકીર્તિ મહારાજાને હાલ કામકાજમાં વિશેશ નહિ રોકવા જયધ્વજને ઈસારો કરી) ત્યારે અમે મહારાજાની આગ્ના લઈએ છિયે:

રાખેંગાર—હા—હું પણ કાલ સમારંભછે માટે કેટલોક નિશ્ચય કરવા અંતઃપૂરમાં જઉંછું. (સર્વ જાયછે.)



# પ્રવેશ ૨ જો.

## સ્થળ—ભોજનશાળા.

### રાખેંગાર તથા રાણકદેવી.

રાણકદેવી— ગઝલ. (રાહ ઉપ્રેછ.)

આરોગો મહારાજા આજે, પિર્સ્યાંછે પકવાન;
સૂત ફેણી જલેબીને, ઘેભરનાં શાં બ્યાન! આરોગો.
ખાજાં લાકડસઈ કણસાઈ, લાડૂ મૂરબ્બા સ્વાદ;
ખાજલી બરફી પેડાં, ટોપરાપાક હપો એકાદ;! આ.
શિખંડ બાસુદી સહુથી સારાં, આંબરસ દુધપાક;
પુરી વેઢમી લૈચી પૂડા, નાનાં વિધનાં શાક! આ.
ભજીઆં અથાણાં રાયતાં ચટણી, મારાસમ એકવાર;
મહારાજા આરોગો પ્રિતે, રાખો નહિ તિલભાર! આ.
મૂખ તંબોળ આપુંછું પ્રેમે, લવિંગ એલાયચી સાર;

મેહેર કરો મહારાજા આજે, વિનવું વારંવાર। આ.

શરખેંગાર—(હર્ષિત થઈ) પ્રિયા રાણક, તારા આગ્રહને લીધે આજ મારાથી બહું જમાયું!

રાણકદેવી—એથી વિશેશ આનંદ આજ મને કાંઈ નથી!

શરખેંગાર—કાલ આપણી લગ્નવિધી પૂર્ણ થવાથી દેશ વિદેશના ભાટચારણો, વિદ્વાન બ્રાહ્મણો, અને રૈવતમાંથી પોણા કરતાં વધારે ભાગના લોક, કોઈ મળવાની આશાએ તો કોઈ પ્રેમથી નિચે આવી આપણને આશિર્વાદ આપવા ઉભેલોછે, જેમનું આપણે તાકીદે સનમાન કરવું જોઇએ, માટે હવે તારે શી વારછે ?

રાણકદેવી—પ્રિય સ્વામીનાથ, મારી દાસિયે તે બાબતની મને પ્રથમથીજ સૂચના આપવાથી હું તૈયારજછું, પરંતુ દૂર દેશાવરથી આવેલ હજારો લોકના સત્કારાર્થ આપણી તરફથી ચારે તરફ બંદોબસ્ત થયો હશે ?

શરખેંગાર—(હસીને) પ્રાણપ્યારી, એટલામાં લોકના સત્કારની તને ફિકર પડવા માંડી? પણ જો, સહુ સહુની જ્ઞાતિના લતાવાર સિધાંસામન આપી દિધાંછે; જે કોઈ આવે અને જે કાંઈ માગે તેમને માટે કોઠાર આજ આઠ દિવસથી ખૂલ્લા મૂકયાછે; લોકો પોતાના ધર્મ પ્રમાણે ખાયછે, પિયેછે, અને આપણા કલ્યાણ માટે આશિર્વાદ દેછે !

રાણકદેવી—(ખુશી થઈને) રાજ્યરિતીને એમજ ઘટેછે !

શરખેંગાર—ફરતાં બાર બાર ગાઉમાં કોઈ ભૂખ્યો નહિ રહે માટે અશ્વાર, કાર્યભારિયો, મોકલી તપાસ રખાવુંછું; પણ બિજા વિષયમાં ગૂંથાયાથી આપણે નિચે જવાને વિલંબ થાયછે, અને એમ વધારે વખત જાયતો ખોટું દેખાય, માટે તારે હવે શી વારછે ?

રાણકદેવી—(હસતાં) આપ વસ્ત્રાભૂષણ કરતા હતા

જાણી મેં વાત પૂછી લિધી; હવે જેમ મહારાજાની આજ્ઞા! હું જમીશ પણ આવીને.

રાખેંગાર—ઠીક ચાલો ત્યારે, ત્યાં વધારે વખતે જવાનો નથી. (બન્ને જાયછે).



# પ્રવેશ ૩ જો.

## સ્થળ—લગ્નમંડપ.

રાખેંગાર, રાણકદેવી, પ્રધાન, લગ્ન સમારંભ ઉપર આવેલા હજારો ગૃહસ્થો, બ્રાહ્મણો, ભાટચારણો ઈત્યાદી.

(હિરામોતિયે જડેલ જરિયાનના ઉંચા તખ્ત ઉપર જમણી બાજુએ રાખેંગાર તથા ડાબી બાજુએ રાણકદેવીને બેસતાં જોઈ)

હજારો લોકો—શ્રીસૌરાષ્ટ્રપતિ મહારાજા રાખેંગારને ઘણીખમા, મહારાણી ઘણું જીવો! (એટલે બિજી તરફથી) રાખેંગાર તથા મહાદેવીનો જય! જય!! જય!!! (પુષ્પની વૃષ્ટી થાયછે).

રાખેંગાર—(આનંદ પામી) મારા પ્રિય રાજ્ય ભક્તો, તમારૂં આશિર્વચન સાંભળી કૃતાર્થ થઉંછું!

બ્રાહ્મણો— (અક્ષત લઈ ઉંચા હાથ કરી).

### શાર્દૂલવિક્રીડિતવૃત્ત.

પૂર્ણાત્મા પરમેશ્વરા પ્રભુપિતા, મ્હાદેવ મૂક્તીકરા;
વિશ્વાધાર વિભૂ વિશંભુ સવિતા, વિશ્વેશ સૃષ્ટીધરા;
વિંધાતા તુજ પાય આવિ વદિયે, વાણી અતી વિંમલ;
પામી વૃદ્ધિ દયાળુ દંપતિ કરો, કલ્યાણને કૂશલ!
શોભે મંડપસ્થાન સ્નેહિ સઘળા, શોભે મહા હર્ષમાં;
શોભેછે-પ્રિયરાજ આજ અધિકા, શોભે વધૂ વેશમાં;
શોભે બ્રાહ્મણ સ્તોત્ર શૂભ વદતા, શોભે સહૂ નિશ્ચલ;

પામી વૃદ્ધિ દયાળુ દંપતિ કરો, કલ્યાણને કૂશલ !

( રાખેંગાર બધાને પ્રણામ કરેછે પછી રાણકદેવીને )

મ્હાદેવી ગુણસુંદરી રૂપવતી, વિદ્યા ભરી શ્રીમતી;
સુશીલા શુભ કૂળની યશવતી, વિશાળ વૃત્તી સતી;
દીસેછે રઘુનાથ સાથ દિસતી, સિતા મહા નિર્મલ;
પામી વૃદ્ધિ દયાળુ દંપતિ કરો, કલ્યાણને કૂશલ !
થાજે તું દમયંતિને જનકજા, પદ્માવતી પાર્વતી;
થાજે તું કમળા અરૂંધતિ સતિ, તારામતી સત્વતી;
થાજો સંતતિ સંપતી સુખ સદા, સૌ શ્રેયકારી ફુલ;
આનંદોત્સવ આજ થાય ઉરમાં, જોડું કરો મંગલ !

રાણકદેવી—( નમન કરીને ) આર્યભૂદેવો, આપની જય-વાણી હું આનંદથી અંગિકારૂં છું ! ( ફુલની વૃષ્ટી થાય છે).

રાખેંગાર—( પ્રધાનને ) સૂકીર્તિ, સર્વ રૈયત, ભૂદેવો તથા રાજ્યકવિયોને શિરપાવ ક્યારે આપવાનોછે ?

સૂકીર્તિ—( હિરામોતીનાકંઠા, કડાંવાળા થાળ આગળ લાવીને )છત્ર-પતિ, આમાંથી હુઝુરને યોગ્ય લાગે તેમને આપ આપશો, બાકીનાને શાલ પાઘડિયો વગેરે હુકમ થશે તે પ્રમાણે હું આપીશ.

રાખેંગાર—( રાણકદેવીને ) પ્રિયસતિ, આ થાળમાંથી તારી ખુશીમાં આવે તેને પેલી તરફથી તું આપ, અને આણી તરફથી ભાટ ચારણ વગેરેને હું આપુંછું.

રાણકદેવી—( થાળ હાથમાં લેતાં ) જેમ પ્રાણનાથની આજ્ઞા ! ( બન્ને આપવા માંડેછે, એટલે રાખેંગાર તથા રાણકદેવીની ફરી ધન્યવાણી બોલાતાં પુષ્પની વૃષ્ટી થાયછે, બાદ સહુ વેરાઈ જાયછે ).

—⁂—

# પ્રવેશ ૪ થો.

## સ્થળ—ખેંગારકુંજ.

**રાખેંગાર, રાણકદેવી, તથા** (થોડીવાર પછી) **અશ્વાર.**

**રાખેંગાર**—(બાગમાં ફરતાં) પ્રિયંવદા જો આ લજામણીનો છોડ, તે કોઈ સાધવી સ્ત્રીને કોઈ પરપુરૂષનો અનાયાસ સ્પર્ષ થઈ જતાં, જેમ તે તન અને મનથી સંકોચાય, તેમ મારી આંગળીના સ્પર્ષથી તે કેવો સંકોચ પામેછે!

**રાણકદેવી**—સ્ત્રી જાતિને ધડો લેવા ઇશ્વરે એમાં ચમત્કાર મૂકેલો જણાયછે.

**રાખેંગાર**—(જરા આગળ વધી) વળી જો આ મધુમાલતીની વેલ, આ આંબાના ઝાડને કેવી ચૂડ ભરવી ઉભી રહીછે!

**રાણકદેવી**—એજ પ્રમાણે મનુષ્યો ઈશ્વરરૂપી આંબાને ભક્તિરૂપી વેલની ચૂડ ભરવી ઉભા રહે તો આ ભવ અને પેલા ભવમાં તેમનું શ્રેય થાય!

**રાખેંગાર**—(વિશેશ આગળ જતાં) અહા! જો જો આ માનસરોવરમાં અત્યારે કેવાં કમળ ખિલ્યાંછે! તથા તેની આસપાસ મદાંધભ્રમર કેવી ગૂંજાર કરી રહ્યાછે!

**રાણકદેવી**—રસાલંકારમાં ભ્રમર કમળનું સર્વોત્તમ દ્રષ્ટાંત ગણાયછે, તોપણ તેનું એ મનન કરતાં એટલી તો ખાત્રી થાયછે કે, જેઓ મર્યાદામાં રહી તેનું રસપાન કરેછે, તેઓ નિરવિઘ્ને આ અસાર સંસારપાર ઉતરેછે, અને તેમાં તલ્લિન થનારા કઠિણ વાંસને કાપવાની શક્તિ ધરાવ્યા છતાં એ સૂખદ કમળપત્રમાં નાશ પામેછે!

**રાખેંગાર**—મધુરે ભાષણી, શૃંગારરસની જે જે બાબત મેં તને બતાવી તે બાબતનું તેં અત્યુત્તમ અધ્યયન કરેલું

જોઈ હું આ.જ અતિ આનંદ પામુંછું; પણ પ્રિયા, તારા મધુરસ્વર માટે મેં ઘણી પ્રશંસા સાંભળીછે, તારા સ્વરથી જંગલનાં ચપળમૃગ પોતાના જાનની પણ પરવાહ ન કરતાં તારા આગળ થાંભલાની માફક ઉભાં રહેલાં, સર્પ જેવાં ઝેરી પ્રાણી તારા કંઠ સમીપ દીગમુઢ થયેલાં, અને જગત-જીવન વાયૂ ગતિ ચૂકી સ્તબ્ધ બનેલો સાંભળી તારૂં મનોરંજક ગાયન સાંભળવા મારૂં મન આજ ઘણુંજ આકર્ષાયછે, માટે તારી ઇચ્છામાં આવે તે ભાષામાં કાંઈ ગા જોઇએ.!

રાણકદેવી—જેમ પ્રાણપતિની આજ્ઞા!

(જરા વિચાર કરી)

### રાગ વંજારો.

હય અજબ તમાશા સારા,
રાખેંગાર પ્રિતમ પ્યારા;
કંઈ આયે ગયે પરદેશી,
સૂનિશાદી હુએ સબ દેવેશી, જી;
હય કિસમતકા સિતારા; રાખેંગાર.
રાના કચ્છભુજકા લાખાફૂલાની,
કંહા ગયા રહી ન એધાની, જી;
લગા ઈશ્ક હમકું તમારા; રાખેંગાર.
હય સિદ્ધરાજકું સોલ રાની,
સબ લંપટિકી નિશાની, જી;
દીલ ગભરાય સૂનિ હમારા, રાખેંગાર.
પ્રિત કરના ગુનીજન જાની,
સૂખે દુઃખે રહે દિલજાની, જી;
ન્હેતો રેના બર્ષ હજારા, રાખેંગાર.
દેખો આલમ મેં હય બૂલબૂલ,
કેસા ગાન કરે પ્યારે ફૂલફૂલ, જી;

કરતિ. મ્હોંઅતકા યેઈ સારા, રાખેંગાર.
લોહ ચમકકી પ્રિત કેસી,
નજીક આપે રહે નહિ બેસી, જી;
એસા જાદૂઈ પ્રિતકા ધારા, રાખેંગાર.
કેસી સારસકી હુઇ જોડી,
જાદાં હૂએ મરે શિરતોડી, જી;
ઐસ પ્રિતકા મારગ ન્યારા, રાખેંગાર.

રાખેંગાર—શાબાસ, પ્યારી શાબાસ! તેં થોડું કહીને ઘણું સંભળાવ્યું! આજ તારી પૂર્ણ પરિક્ષા થઈ! પ્રભુ, પ્રિયા આપે તો આવીજ આપજે, અને આવુંજ સૂખ અખંડ જારી રાખજે!

(બાજુ ઉપર બેઠેલી દાસી દોડી આવીને)

દાસી—મહારાજ, કોઈ દૂર દેશાન્તરથી દોડતે અને હાંફતે ઘોડે અશ્વાર આવેલો છે, અને તે તાકીદે મૂજરો કરવા અરજ ગૂજારે છે.

રાખેંગાર—(અધિરો થઈને) એને અહિં આવવાનું કાંઈ કારણ નથી, એની પાસે કોઈ કાગળબાગળ હોય તો તું સત્વર લાવ? (દાસી કાગળ લાવી આપેછે જે વાંચી બીડતાં) અશ્વારને કહો કે ઠીકછે; (દાસી જાયછે એટલે રાણકદેવીને) પ્રિયા હું જરા દરબારમાં જઉછું.

રાણકદેવી—(તેના અંગરખાનો ચાળ પકડી) એતો સીમાડા ઉપર કાંઈ તોફાનબોફાન થયું હશે, જે આજ નહિતો કાલ પતશે, માટે હવણાં શી ઉતાવળ છે?

રાખેંગાર—(સેંજ ઉદાસી ભરેલા ચેરાથી) નાના મારે કાંઈ વિશેશ જરૂરનું કામ છે, માટે મને જવા દે?

રાણકદેવી—(છેડો મૂકતાં) ભલે પધારો; રાજ્ય પ્રકરણમાં વચ્ચે આવવા મારે જરૂર નથી. (રાજા જાયછે બાદ) પેલા વિષયીએ રજાને કાંઈ વેશ કાઢ્યો હોય! લાગેછે તો એવું!

"कामांधो नैव पश्यति," જેમ કર્તારની મરજી; આ-ટલા બધા બ્રાહ્મણોના તથા ગરીબગરબાના આશિર્વાદ સામૂ ઈશ્વર શું નહિ જુએ! (જરા વિચાર કરીને) ચાલ. ત્યા-રે હું પણ રાજ્ય મેહેલમાં જઉં. (જાય છે.)

ત્રિજો અંક સમાપ્ત.



# अंक ४ थो.

## प्रवेश १ लो.

### સ્થળ—સિદ્ધરાજની છાવણી.

સિદ્ધરાજ, સામતુ, મુંજાલ, તથા ઉદા.

**સિદ્ધરાજ**—(રાજ્યાસન ઉપર ગુસ્સાના આવેશમાં અક્કડ બેસી)

ગજલ.

અરે ખેંગાર, અરે અંગાર, ભૂંડા શૃંગાર, કડા કુંભાર,
અરે સેતાન, અરે હેવાન, અરે નાદાન, અરે મસ્તાન!
કાનું ખેતર વિચાર્યું નહિ, હે તેતર બાજ પિછાન્યો નહિ;
અરે મેડક સિંહની છલંગ, નથી જોઈ ન જોયો રંગ!
બળે કાય પ્યારી રાણક માટ, એના ચોરનો ઘડુંછું ઘાટ;
હવે સંતાય શું કિલ્લા માંહ. હવે ઉપાય રહ્યો ન ક્યાંહ!
લઈ વર્ષ બાર હું આવ્યોછું, તારૂં મોત સાથે લાવ્યોછું;
તેનો આ લાભ આપૂં લે, મૂકું નહીં આજ વિચારી લે!
અરે મારા શૂરા દીવાન, કરો આ શેહેરનું મેદાન;
કોઈ ખેંગારનું લાવે શીર, આપું એને બડી જાગીર!

**સામતુ**—(નમન કરીને)

ગજલ.

મહારાજા મેહેરબાન, હુકમપર શીર કુરબાન;

આરે અંગારના શા ભાર, લાવું એવા બાંધી હજાર !
કીધા કેદ રાય મહારાજા, એના પાય શું રહે સાજા !
નાકે ચોકિયો બેસાડી, એની રૈયત અતિ રંજાડી !
જશે કયાં મોર એ ન્હાસી, વિરૂદ્ધ થઈ જ્યાં એની રાશી!
કિલ્લા માંહી એ રહેવાનો, વિના મોતે છે મરવાનો !

**સિદ્ધરાજ**—અસ્તૂ અસ્તૂ; પ્રધાનજી ચારે તરફ એવો બંદોબસ્ત કરો કે કિલ્લામાંહનું એક કુતરૂં પણ બાહાર જવા પામે નહિ, અનાજ વગેરે પણ જઈ શકે નહીં, જેથી એની રૈયત ઘણીજ હેરાન થતાં અકળાઈ ગુંગળાઈ, બેજાર થઈ સત્વર આપણે તાબે થાય.

**મુંજાલ**—મહારાજા, કિલ્લાને ચારે તરફથી ખાઈ ડુંગરોનો કુદરતી બચાવ છે; આપણાં લાખો આદમિયો ડુંગરના સાંકડા રસ્તાને લિધે, એકદમ જઈ શકે એમ નથી, અને એનાં મૂઠીભર આદમી કિલ્લામાંના મોરચામાંથી રહ્યાં રહ્યાં તિર અને બંદુકનો મારો ચલાવે તો આપણને મારજ ખાવાનો રહે; સબબ આપણાં ઘણાં આદમીની ખુઆરી ન થાય, એવી યુક્તિ કાઢવામાં તાબેદારનું મન રાત્રિ દિવસ રોકાએલું છે.

**સિદ્ધરાજ**—ચાલો, કિલ્લામાં ગૂસી જવા જેવો કોઈપણ રસ્તો કોઈ પણ રિતે મળે તો આપણે ખોળી કાઢીયે.

**ઉદા વગેરે**—જેમ રાજાધિરાજની આજ્ઞા !

(સર્વે જાયછે.)



# પ્રવેશ ૨ જો.

## સ્થળ—રાજ્ય મેહેલ.

**રાખેંગાર, રાણકદેવી, વિસલદેવ તથા માણસો**

**રાખેંગાર**—(વિસલને આવતા જોઈ દારૂના નિશામાં)

**રાગ બેલાવર.**

જા જા દુષ્ટા કાળુ મ્હોં લઈ,
**વિસલ—** વિન અપરાધે કેમ;
**રાણકદેવી—**મહારાજા વાંક એનો નથી,
**રાખેંગાર—** મારો સાચો છે વ્હેમ! જાજા.
પાળી પોષી મોટો મેં કર્યો,
**વિસલ—** ઉપકારી તે માટ;
**રાણકદેવી—**પૂત્ર તુલ્યે મેં તેને ગણ્યો,
**રાખેંગાર—** ઘડ્યો તેનો આ ઘાટ! જાજા.
નજર બગાડી તેં રાણીમાં,
**વિસલ—** એ મુજ માતા સમાન;
**રાણકદેવી—**મદ્યના નિશામાં આવ્યો હશે,
**રાખેંગાર—** જોયો જોયો હેવાન; જાજા.
સાથે સૂતેલાં જાતે દિઠાં,
**વિસલ—** પણ ભૂલિને ભાન;
**રાણકદેવી—**અંધારામાં અળગો પડ્યો,
**રાખેંગાર—** જોયો જોયો નાદાન! જાજા.
બીજી જગ્યા તને ના જડી,
**વિસલ—** પર સ્ત્રી છે હરામ;
**રાણકદેવી—**પર નર મારે ભાઈ બાપ છે,
**રાખેંગાર—** જોયો લુણ હરામ; જાજા.
શિક્ષા તને એટલી કરૂં,
**વિસલ—** મામા નિર્દોષ બાળ;
**રાણકદેવી—**આપણિ પ્યારા પળ આ નથી,
**રાખેંગાર—** હઃ બ્હારે જા હાલ? જાજા.
(નિશામાં ને નિશામાં વિસલદેવ તાકીદે નિચે ઉતરી પડે.)
**રાણકદેવી—**વ્હાલા આવો વ્હેમ માં કરો,
**રાખેંગાર—** તેનું કારણ કાંઈ!

રાણકદેવી—કાં'તો અગ્નિમાં જઈ પડું,
તાતા તેજની માંહી; વ્હાલા.
(જરા નિશો ઉતરવાથી)
રાખેંગાર— વે'મ મારો તારાપર નથી,
રાણકદેવી—શાથી પ્રાણ આધાર?
રાખેંગાર— દાખલા દેખિયા છે ઘણા,
રાણકદેવી—ત્યારે કિંવો શું પાર? વ્હાલા.
રાખેંગાર— લંપટ લફંગો એ છે ઘણો,
રાણકદેવી—પણ ઉપયોગી આજ;
રાખેંગાર—એને કો આદર આપશે,
રાણકદેવી—એતો અવળું મહારાજ! વ્હાલા.
રાખેંગાર— લૂણ હરામી એ નહિ થશે,
રાણકદેવી—પડે મને વિચાર;
(વધારે નિશો ઉતરવાથી)
રાખેંગાર— ત્યારે બોલાવો એને ફરી,
રાણકદેવી—દોડો માણુસ ચાર? વ્હાલા.

માણસો—જેવી મહારાણી સાહેબની આગના! (દોડાદોડ કરતાં પણ પત્તો નહિ લાગવાથી ફરીને) બાઈ સાહેબ એ અને એનો ભાઈ રીહમાં ને રીહમાં ચ્યારનાએ નેકળી પડ્યા; પણ કહેછે કે એમનાં બૈરાં છોકરાંને મેલીને જયા છે.

રાખેંગાર—અરે એતો આટલામાં ને આટલામાં ભાવ ખાવા કાંઈ સંતાઈ રહ્યા હશે, તે હવણાં હાજર થશે, તેમ છતાં વધારે હોંશિયાર આદમિયોને એમની ખોળ કરવા દરબારમાં જઈ ફરી દોડાવુંછું (જાયછે).

રાણકદેવી—(સ્વગત) આ માત્રે દારૂનો ગજબ! એ અધમ બ્યસનનો કેર! યાદવોનું નિકંદન કાઢનાર એ અપવિત્ર પ્રાહીનું ફળ! પ્રભૂ, મહારાજાને આવી અવળી મતી આવા તોફાનના વખતમાં ક્યાંથી સૂઝાડી! મને શક રહે

છે કે રએને આ વિનાશકાળે વિપરીત બૂદ્ધિનું પરિણામ નઠારૂં આવે ! ! હરહર ઈશ્વિરા, દયા કરજે ! (જાયછે.)

---

# પ્રવેશ ૩ જો.

## સ્થળ—સિદ્ધરાજની છાવણી.

**સિદ્ધરાજ, સામતુ, તથા** (થોડીવાર પછી) **વિસલ અને દેસલ.**

**સિદ્ધરાજ**—પ્રધાનજી, આપણે જાણતા હતા કે આ કિલ્લો ઝટ સર કરી આપણે આપણું કામ બજાવી ચાલ્યા જઈશું, પરંતુ આપણે અહીં આવે કાલ બારમું વર્ષ પુરૂં થશે, માટે હવે તો કાંઈ તાકીદ થાય તો સારૂં.

**સામતુ**—મહારાજાધિરાજ, આપણે આપણી યૂક્તિયો-માં તો કાંઈ કચાશ રાખી નથી, પરંતુ દુશ્મનને રૈયત તથા કુદરત એ બે તરફનો બચાવ છે; પોતે સૂમ માણી આપણને હેરાન કરવા તે કિલ્લામાં રહેલો છે, નહિ તો લ ઢવામાં એ એકદમ હારે એવો નથી; એની પાસે એક અક્ષોહિણી સૈન્ય છે, તથા તેની સત્તાથીજ તેણે પેહેલ તડાકે ભોંયરાનો વસમો કિલ્લો તોડી પાડી ત્યાંના રાજાને કતલ કર્યો હતો; હંસરાજ મહિડાને મારનાર, અને આ-પણા પાટણનો પૂર્વ તરફનો દરવાજો તોડનાર પણ એજ રાખેંગાર !

**સિદ્ધરાજ**—પરંતુ શામ, દામ, ભેદ, અને દંડથીએ આપણે શું કિલ્લા માંહના લોકને ફોડી શકિયે નહીં ? એના પાપનો ઘડો હજુ શું ભરાયો નથી ? વળી દુનિયાંનો નિયમ ઉગતાને માનવાનો છે, અને એક કિલ્લા શિવાય તેની બાહારનો બિજો મૂલક તો ક્યાં હવે એને તાબે છે ?

એ ઉપર તો આપણે બાર વર્ષથી બેઠા બેઠા આપણી સત્તા ચલાવિયે છિયે.

**પ્રધાન**—છત્રપતિ, એ બધી ખરી વાત છે; તોપણ લોકની વત્તિ તેમના રાજા તરફ અસાધારણ છે; આપણે જે સત્તા બેસાડી છે, તે માત્ર આપણી બંદુકના કુંધાને લિધે, પરંતુ જરા હવણાં તેમને ફાવતો પ્રસંગ મળે તો, આ કાઠિયાવાડિ લોક આપણા વિરૂદ્ધ ઉઠી પડવા જરા પણ ચુકે નહિ!

**સિદ્ધરાજ**—ત્યારે આપણે અહિ રહી કયાં સૂધી હવે ઝરણનાં પાણી પિવાં? પાછા જઇએ તો આપણી ઘણી હાંસી થાય, અને બાર વર્ષ સૂધી માળવામાં પડિ રહ્યા છતાં ત્યાં મેળવેલી કીર્તિ ઉપર પાણી ફરી વળે! (વિચાર કરેછે એટલામાં પ્રતિહાર નેકી પોકારી દેસલ તથા વિસલ મળવા આવ્યાની વરદી આપછે એટલે) ભલે એમને અહિ આવવાદો, પણ તેમની આસપાસ જાપતો રાખજો, કારણ તેઓ રાખેંગારના ભાણેજ છે. (પ્રતિહાર જાયછે એટલે) શું તેઓ આપણી ચર્ચા જોવા આવતા હશે?

**પ્રધાન**—એમ હોય અગર કાંઈ સંધીનું પણ પ્રકરણ હોય. (દેસલ તથા વિસલ પ્રવેશ કરી મુજરો કર્યા બાદ)

**વિસલ**—સિદ્ધરાજ કાકા, અમારે અહિ આવવાનું કારણ વખતે આપને સંશય ભરેલું લાગશે પણ (સિદ્ધરાજને પગે હાથ દઈ સોગન ખાઈ) મામા તે મામા, અને કાકા તે કાકા! કાકાને પોતાના ભાઈના નામની, કૂળની, ગોત્રની, અને પેઢીની કાંઈ શરમ આવેછે એટલી મામાને આવતી નથી; પ્રથમથીજ જો આપનો સંબંધ અમે જાણતા હોત તો રાણકદેવી અમે એને હાથ જવા દેત નહી; તોપણ હજુએ શું ગયું છે; આપ ખુદાવિંદસાહેબ જરા તાકીદ કરો તો અમે હાલને હાલ કામ કરી બતાવિયે.

**સિદ્ધરાજ**—પરંતુ ત્યાંની કેવી હકીકતછે, તેથી જરા વાકેફ તો કરો।

**વિસલ**—(સર્વ હકીકત કહી રહ્યા બાદ) મહારાજ, આટલા દિવસ સૂધીતો આપને શ્રમ પહોંચાડી, પોતે કિલ્લામાં રહી આજ બાર વર્ષ સૂધી તેણે વિલાસ કર્યા; પણ હવે એની વિનાશ કાળે વિપરીત બૂદ્ધિ થઈછે; લોક પણ ઝાઝા દિવસ થવાથી કંટાળી ગફલતમાં પડ્યા છે; દરેક દરવાજા આગળ છવાગાં માણસોની ચોકિયે રહેછે; ગિરની ઘાડી ઝાડી, કોતરો, અને ડુંગરી રસ્તામાંથી વખતેવખત એનાં આદમી આવે જાયછે; જે દરવાજેથી નિકળી આવ્યા ત્યાંના દરવાનને અમારા અણબનાવની હકીકત અમે કહી નથી; કિલ્લામાં અફીણ ખુટવાથી લેવા જઇએ છિયે, તેથી વખત બેવખત આવિયે અને અમારો અવાજ સાંભળો કે તરત દરવાજા ખોલવા એમ અમે એમને સારી રીતે સૂચના આપી છે; અમારી હકીકત જેમ જેમ લોકને જાહેર થશે તેમ તેમ અમારો કાબુ નરમ પડશે; વળી આપને અહિં પધારે બાર વર્ષ તો થઈ ગયાં, અને બિજાં પચીસ થશે તોપણ પત્તો લાગવો મૂશ્કેલ છે, માટે જેમ તાકીદ થાય તેમ સારૂં; અમે તો આજ રાત્રના એક વાગે પાછા ફરવાની વરદી આપી આવ્યા છિયે.

**સિદ્ધરાજ**—(વિચાર કરીને) તમે જરા બહાર બેસો, હવણાંજ પાછા બોલાવુંછું. (બન્ને જણ જાયછે એટલે) પ્રધાનજી, આ વાતમાં કાંઈ દગો તો નહિ હોય?

**પ્રધાન**—પૂણ્યશ્લોક પૃથિવિપતિ, એમની બોલવાની ઢબ ઉપરથી તો એવો પ્રકાર લાગતો નથી, તેમ છતાં દગો હોઇને આપણું શું જવાનું છે? રોજ કિલ્લા આગળ જઈ આપણાં માણસ કિલ્લો તોડવા વગેરે મહેનત કરી આવેછે તેજ પ્રમાણે આ વખત પણ કિલ્લા સૂધી જવાનું છે; આ

ગળ પાછળ તો આપણે રહીશુંજ; વળી આજ ખાતે વધારે બંદોબસ્તથી જઇશું; અને એ લોકના વચન પ્રમાણે અંદર દાખલ થવાશે તો ઠિક, નહિતો પાછા આવીશું.

**સિદ્ધરાજ**—હાજતો; બાર વર્ષ માળવા ખાતાનાં, અને બાર અહિનાં મળી ચોવીસ વર્ષ તો સતત યુદ્ધ કામમાંજ વહી ગયાં; આપણા લોક પણ ખિચડું ખાઇ કંટાળી ગયા છે, માટે શંકરનું નામ દઇ આજ છેલો જંગ મચાવિયે.

**પ્રધાન**—આજ આપ સાહેબ પણ પધારો, અને હુંએ તૈયાર થઇને આવુંછું, પછી આપે એને રામ!

**સિદ્ધરાજ**—અરે હુંતો રોજ હવા ખાવાને બાહાને ગૂપ્ત રસ્તા ખોળવા જાતે જઉંછું, તો આજ શિકારને દિવસે તે કેમ રહું! (થોડી વાર રહીને) બોલાવો ત્યારે આપણા નવા ભત્રિજાઓને?

**પ્રધાન**—(વિસલ તથા દેસલને બોલાવી એક ખાલી તંબુ બતાવી) આમાં તમે હાલ ઉતારો કરો, સિધાસામન માટે હું બંદોબસ્ત કરૂંછું.

**સિદ્ધરાજ**—(દેસલ તથા વિસલને) જો આજ મોરચો પાર પડશે તો તમને અમારા ખરા સંબંધી અને મદદગાર માની અહિની ગાદી આપી અમારો મૂકામ અહીંથી ઉઠાવી જઇશું; માટે કામ અક્કલ, ચાલાકી, અને ઇમાનદારીથી કરજો?

**દેસલ**—(પગે લાગી) મહારાજા, અમારી વૃદ્ધ મા તથા અમારાં બૈરાં છોકરાં કિલ્લાની અંદર મૂકીને અત્રે આવ્યા છિયે; અમારા નહાસવાની ખબર રાખેંગારને પડશે તો, કોણ જાણે તેમને શું કરશે! માટે મહારાજા કરતાં અમને ઘણી ઉતાવળ છે, અને વખત આવે અમે અમારી બ-

હાદુરીની મહારાજા સાહેબને ખાત્રી કરી આપીશું.

**પ્રધાન**—ઠિકછે, એવો વખત હારે હવે દૂર નથી; (મહારાજાને) હું પણ તૈયારી કરવા રજા લઉછું.

**સિદ્ધરાજ**—ભલે જાઓ, હોંશિયાર અને મજબુત આદમિયોને આજ સારી પેઠે મિષ્ટાન્ન જમાડી ઉત્તેજન આપજો; હું પણ આની આ ગુંચવણમાં સવારનો માને મળ્યો નથી માટે જઉછું, અને અત્યારથી તૈયારીમાં રહુંછું.

(સર્વે જાયછે.)

# પ્રવેશ ૪ થો.

## સ્થળ—રાખેંગારનો રાજ્યમેહેલ.

### રાખેંગાર, રાણકદેવી, અને દોડતો સિપાઈ.

**સિપાઈ**—(દોડતો શ્વાસ ભર્યો આવી દિવાનખાનાનો દરવાજો બંધ દેખી મોટે સાદે) મ-હા-રા-જા-ધિ-રા-જ—નો—જ—ય—જ—ય ! મ-હા--રા—જ દગો, દગો !

**રાણકદેવી**—(ઝબકી ઉઠીને) પ્રાણપતિ, બહારેથી કોઈ સિપાઈ દગો દગો બૂમ મારેછે; એના અવાજ ઉપરથી એ ઘણો ઉતાવળમાં અને ગભરાટમાં હોય એમ લાગે છે; અરે આટલી રાત્રે આ કળાહુળ શેનું થતું હશે; અરે આતો નજીક નજીક આવતું જાયછે !

**રાખેંગાર**—(ચમકીઉઠીને) અરે શું દગો થયો ? આજ શું દુશ્મનો ફાવ્યા ! અરે ક્યાં ગઈ મારી ઢાલ અને તલવાર! (પોતાનાં કપડાં તથા ઢાલ તલવાર ખોળવા માંડેછે પણ કશું નહિ જડવાથી) અરે કયાં ગયાં દાસદાસી, કેમ કોઈ બોલતું નથી !

(કોઈ બોલતું નથી એટલે)

**રાણકદેવી**—પ્રાણનાથ, હું આપની દાસદાસી, આ બત્તી

સળગાવી સર્વ ચીજ હાજર કરૂંછું. (બતી સળગાવી ઢાલ તલવાર વગેરે આપેછે.).

શર્ખેંગાર—(પાસેના પલંગમાં સુતેલા પોતાના બે છોકરાને ચુંબન કરી) પ્રાણ સમાન નિર્દોષ પશુઓ, તમારૂં પ્રભૂ રક્ષણ કરો! પ્રાણપ્યારી, આ દિવાનખાનાની બારીમાંથી બન્ને છોકરાને લઈ તું જવાહીર ખાનાવાળા નિર્ભય ભાગમાં જા, અને હવે મારી ફિકર કરીશ નહીં; રજપુતના નામને એમ નહિ લગાડતાં એ વિષયી સિદ્ધરાજનું માથું પ્રથમ મારી તલવારે અને ભાલાથી કોચી પછી હું પડીશ!

રાણકદેવી—(તેની કોટે વળગી ખૂબ રૂદનકરી તેના દુપટાનો છેડોપકડી) પ્રાણપતિ!—

(વધારે બોલાતું નથી.).

શર્ખેંગાર—(ઢાલ તલવાર હાથમાંલઈ પ્રેમનેલિધે આંખમાં આંસુઆણી) પ્યારી, હું યુદ્ધમાં જઉં તે વખતે તું આમ મારૂં અને તારૂં હૃદય નબળુ કરી નાંખે, ત્યારે મારાથી મારૂં કામ પણ કેમ થશે! માટે પ્રિયા, તું આ વેળાએ છોડ મારો દુપટો! (છોડતી નથી એટલે)

### ગજલ.

(કેમ બોલું પિતમ આ ઘુંઘટો.—એ રાગ.

પ્યારી છોડ તું મારો આ છેડલો[1]  પ્યારી.<br>
રાણકદેવી—નહીં નહિ છોડું પ્રિય છેલડો;[2]  પ્યારા.<br>
શર્ખેંગાર— પ્યારી છોડ તુ મારો આ છેડલો.<br>
તું રજપુત જાત ગરાશણી,<br>
મારૂં લોહી તપીગયું આજનું;<br>
હવે છોડીદે તું મારો છેડલો,<br>
રાણકદેવી—નથી ચોઘડિયું શુભ સાંજનું,  પ્યારા.<br>
શર્ખેંગાર— વે'મી છોડ તું મારો આ છેડલો; પ્યારી.

---

૧ દુપટાનો છેડો. ૨ શોખી, મન ગમતો.

રાણકદેવી—પ્રાણપતિ !

રાખેંગાર—રણસંગ્રામમાં જવું અને મરવું એ ખરા રજપુતોને કાંઈ મોટી વાત નથી; માટે મને હવે વધારે ખોટી માં કર ?

રાણકદેવી—પ્રિય પ્રાણનાથ, એ બધું તો છેજ; રજપુતોનાં કર્ત્તવ્યકર્મ મારાં છેક અજાણ્યાં નથી, પરંતુ આમ વગર તૈયારિયે, વગર માણસે, અને તેમાં આવી કાળી રાત્રીને વખતે આપ એકલા પધારોછો, તેથી મારૂં હૃદય કંપેછે ! (અશ્રુપાત કરેછે.)

રાખેંગાર—રોજ હાથી ઘોડા કુદાવવા, મોટા સિંહાસન ઉપર ચડી બેસવું, અને મહારાજા કહેવરાવવું, ત્યારે એક દિવસ આવો પણ હોય, માટે ચાલ છોકરાંને તાકીદે જગાડ હું તને જવાહીરખાનામાં મૂકી આવું, જ્યાં અંદરની સાંકળ વાસી તમે બેસજો એટલે થોડીવારમાં હું ત્યાં આ-આવ્યો.

(સમજાવીને લઈ જાયછે.)

---

# પ્રવેશ ૫ મો.

## સ્થળ—જવાહીરખાનું.

**રાણકદેવી. ડગાયચો અને માણેરો.** (બન્ને છોકરા તથા થોડીવાર પછી) **સિદ્ધરાજ, વિસલ તથા દેસલ, અને બીજા માણસો**

રાણકદેવી—(સ્વગત) અરે પ્રા-ણ-પ-તિ ! (મુર્છા ખાઈ ભોંય-ઉપર પડેછે, તેની આસપાસ બન્ને છોકરા વિંટળાઈ હકીકત સમજ્યા વગર રોવા માંડેછે એટલામાં પડદમાં અવાજ થાયછે.)

"મામી સાંકળ ઉઘાડો, મહારાજા જય સાથે પધાર્યાછે"! (એટલે ચમકી ઉઠીને) શું પ્રાણનાથ પધાર્યા ? ઈશ્વર તને ધન્યવાદછે ! અરે દ્વાર ઉઘાડવામાં મારી તરફથી કદાચિત વિ

લંબ થશે તો પ્રાણપ્રિય બિન્જે કાંઈ અંદેશો લાવશે, માટે ચાલ તાકીદે ઉઘાડું. (દરવાજા ખોલતાં સિદ્ધરાજ તથા વિસલ વગેરેને દેખી) હરી! હરી!! હરી!!! ઈશ્વરા, આખરે આ પાપી પળ આવીજ કે?!

(સિદ્ધરાજનાં માણસો પ્રસંગ સમજી બાહાર જતાં રહેછે.)

**સિદ્ધરાજ**—(રાણકદેવીના રૂપથી આકર્ષાઈ)

### રોળાવૃત્ત.

આ શી અતિ અદ્દભૂત, પાર્સની[1] પુતળી પેખું,
કે રંભા,[2] અવધૂત,[3] ખૂબ આંખે શું દેખું!
શો વેણીનો[4] ઠાઠ, ફિણા મણિધરે[5] શું માંડી,
ભાલ[6] તણો ચળકાટ, શશીએ[7] કળા શું છાંડી!
ભ્રમર ધનુષ આકાર, નયન દિઠ વિજળી ચમકી,
નાસિકા કીર ચાંચ, ગાજવે ધરણી ધમકી;
પરવાળા સમ હોઠ, કોટ કપોતે શુ અરપી,
હાથ હાથિની સૂંઢ, દીધ ભગ પતિયે હરખી!
વિશાળ શાં બે કૂચ, લચકતી[8] જાણે વેલી,
કટી[9] કેશરી[10] તૂચ્છ, ઉરૂથી[11] કદલી[12] રેલી;
હેમ[13] વર્ણિ મહા મૂલ્ય, હંસની ગતિયે ફરતી,
પ્રિયંવદા અતૂલ્ય, મનુષનાં મનડાં હરતી!
શી અત્તરની રેલ, સરસ ફૂલો ચો તરફે,
નીર્ખિ પલંગ વિખરેલ, કાળજૂં નહિ મુજ ધરપે;
નિરભાગિ સિદ્ધરાજ, અમૂલ્ય તે રત્ન ગુમાવ્યું,
તોપણ સુધર્યું કાજ, આજ કરમાં કર્ઈ આવ્યું.!!

---

૧ પારસમણી. ૨ અપ્સરા. ૩ ચમત્કારી જોગી. ૪ માથાનો અંબોડો. ૫ સર્પ. ૬ કપાળ; લલાટ. ૭ ચંદ્ર. ૮ સ્તનના ભારેથી વળી ગયેલી. ૯ કેડ. ૧૦ સિંહ. ૧૧ જાંઘ ૧૨ કેળ. ૧૩ સોનુ.

**રાગ બરવાની ઠુમરી.**

પરણ્યો ભવમાં તે નહીં પરણ્યો,
જેણે આવિ સુનેનિ વિલાસિ નહીં; પરણ્યો.
મૃગ લોચનિ રાણિ ધણી સદને,
પણ આવિ સુગાત્રિ વિલોકિ નહીં; પરણ્યો.
મન ધારિ મળી નહિ પ્યારિ જેને,
ભવ છૂટિ પડ્યો સુખ વારિ નહીં; પરણ્યો.
સુખ ભોગવતાં પશુ પક્ષિ અતી,
પણ માણસને વિચાર નહીં; પરણ્યો.
ધન્ય ધન્ય સિદ્ધરાજ ઉરે વદતો,
ખરી પદ્મણી રાણિ વિસારિ નહીં; પરણ્યો.

પ્રિયા રાણક, જ્યારે બાર વર્ષ સૂધી શિયાળાની તાહાડ ઉન્હાળાનો તાપ, અને ચોમાસાનો વર્ષાદ માથે હોર્યાં અને જ્યારે મારાં ઘણાં માણસોનાં ધડ માથાં જુદાં થયાં ત્યારે આજ તારૂં મૂખાવિંદ જોવા વારો આવ્યો છે! એ બધું ફક્ત તારેજ માટે; પ્યારી, તારી સગાઈ પ્રથમ મારી સાથે થઈ હતી, જેથી તારો ખરો હક્કદાર હું છું; એ ચોરે મારી ગેરહાજરીનો લાભ લઈ વચમાં મોટો ગુન્હો કરી, તને આટલાં વર્ષ હેરાન ગતીમાં નાંખી આપણો વછો પાડ્યો તેને માટે હું ઘણો દિલગીરછું! પણ તે તું મનમાં નહિ લાવતાં ચાલ મારી સાથે; આજ આપણાં સર્વ આશા અને શ્રમ સફળ થયાં! ઐગાર જેવા અગણિત રાજા મારા ચરણ સેવેછે; હું તને પટરાણી સ્થાપી તું માગીશ તે, અરે તેથી પણ ઘણાજ વધારે કીંમતી શૃંગાર કરાવી આપીશ; તું વાડકીના શિરોમણને લાયક નથી, માટે ખુશીથી હા કહેવામાં વિલંબ કરીશ નહિ! (તેની નજીક જવા માંડેછે.)

રાણકદેવી—(તને તરછોડીને) ચાલ દુષ્ટ દૂર ખસ, અને આઘો રહીને વાત કર?

સિદ્ધરાજ—તારા આ બન્ને છોકરા જોઈ મને કાંઈ કાંઈ થઈ જાયછે, માટે તેમને તું દૂર કર, નહિતો, રીસમાં ને રીસમાં મારાથી તેમના ઉપર જૂલમ થઈ જશે.

ડગાયચો—(રાણકદેવીને બાઝીપડી) મા આ બાહૂક જેવો કોણ છે, અને મારા બાપુ ક્યાં ગયા?

માણેરો—માડી આ પાપી બોલછે તે મારાથી નથી સંખાતુ; માટે તું કહે તો ઘરમાંથી તલવાર લાવી એને મારો હાથ બતાવું.

સિદ્ધરાજ—(મ્યાનમાંથી તલવાર કાઢી) કેમ છોકરાઓ આવો મારી પાસે!!

રાણકદેવી—ખરી ક્ષત્રીવટ હવે એટલા ઉપરથીજ જાણવાની બાકી રહેછે!

(માણેરો કાંઈ હથિયાર લેવા જતો રહેછે, અને ડગાયચો રાણકદેવીની સોડમાં ભરાઈ જાયછે)

સિદ્ધરાજ—　　રાગ વંજારો.

મારો ચારે તરફ યશ ભારી,
રાણકદેવી—જોઈ જોઈ બ્હાદુરી તારી;
સિદ્ધરાજ—મેં કિધાં કંઈ કામ પ્યારી,
રાણકદેવી—તેં મારી પતિવ્રતા નારી,જી,
અક્કલ કંઈ દીધી વિસારી;　　જોઈ.
સિદ્ધરાજ—મેં જીત્યો બધો દેશ તારો,
રાણકદેવી—બાર વર્ષે દગો કરનારો,જી,
ઝંખવાઈ કીરતિ તારી;　　જોઈ.
સિદ્ધરાજ—મેં રાજા કિધા કંઈ કેદી,
રાણકદેવી—દગે નાંખ્યા નિર્દોષિને છેદી,જી,
સામી લઢાઈ કી તેં મારી!　　જોઈ.

સિદ્ધરાજ—રા'ખેંગારને મેં ઝાલ્યો,
રાણકદેવી—એનો શુરો હાથ તેં ભાળ્યો, જી,
નથી તારા જેવી ફીશિયારી; જોઈ.
સિદ્ધરાજ—કેમ ખેંગારનું તને તાન;
રાણકદેવી—એના વિના સહુ સ્મશાન, જી,
હું ખેંગાર ખેંગારની પ્યારી; જોઈ.
સિંદ્ધરાજ—પ્યારી લવરી મુકી હવે માન,
રાણકદેવી—ભસ વિચારિને કાંઈ શ્વાન, જી,
છાપ તારી ભારી વ્યભિચારી; જોઈ.

(હું કારા તથા શ્વાન કહેવાથી એકદમ ખિજવાઈજઈ રાણકદેવીની સોડમાં ભરાએલા છોકરાને ગરદનમાંથી પકડી તલવાર કાઢી)

સિદ્ધરાજ—કેમ હવે માનેછે મારૂં?
રાણકદેવી—(કંપતાં) ધિક ધિક શુરાતન તારૂં, જી,
બાળ નિર્દોષ જોને વિચારી; જોઈ.

સિદ્ધરાજ—(છોકરાની ગરદન ઉપર તલવાર ઉગામી) કેમ?

રાણકદેવી—(રૂદન કરતાં) અરે એ ચાર વર્ષના પશુની હત્યા લઈ તમે શું કરશો?

ગજલ.

(સુનો તમે યાર પરદેશી; એ રાગ.)

કરો તમે રાય પરેવશી, ડગાયચાને બચાવોને; કરો.
ખુલી તલવાર મને મારો, નથી મોતનો મને ડારો; કરો.
નથી વેર બાળથિ વળવાનું, પાતિવ્રત ભંગ ન થાવાનું; કરો.

સિદ્ધરાજ—તે કાંઈજ હું માનવાનો નથી; માટે ખુલ્લો જવાબ દે?

રાણકદેવી—(આંખમાં આંસુ આણી ધ્રૂજતાં)

રાગ બિહાગ.

વિશ્વપતિ, વિપત્તી દૂર કરો.

કિધો નથી અપરાધ મેં એકે, દાવાનળ શો જબરો; વિશ્વ.

સતિની લજ્યા સભામાં રાખી, આજે કેમ નધરો; વિશ્વ.
ચુકી નથી વ્રત આદરવા માંહે, કૃપાસિંધુ કરો નજરો;વિશ્વ.
રૂપ મારૂ અતિ દુઃખરૂપ લાગે,તેના આબખો વધરો; વિશ્વ.
આ દુષ્ટના પંજાથી બચાવો, દયાળુ કર પસરો; વિશ્વ.
દાસી તણા ગુણ દોષો વિચારી, વિભૂ મને ના વિસરો. વિશ્વ.
દૂષણ દેશે ભગવાન તમને, ભક્તનાં દુઃખ ન હરો; વિશ્વ.

**વિસલ**—(વિલાપ સાંભળી બાહારથી) મામી આમ શી હઠ કરી ક્યાં સૂધી હવે લાંબા લાંબા વિલાપ કરશો? મામા એંગારને તો તમે હવે મળશો ત્યારે મળશો, પણ દશ એંગારને નમાવે એવા આ મહારાજાની રિદ્ધી સિદ્ધી તથા વખત તરફ નજર કરી કાંઈ ઉત્તર આપો?

**રાણકદેવી**—નિમકહરામ, દુષ્ટ દલાલ, શું મ્હોં લઈને તું મારી સાથે વાત કરેછે? અધમ પલિત, તને રાત્ર લઈ નાહાસી આવેલાને આશ્રય આપી પાળીપોષીને મોટો કર્યો, તારૂં ઘરબાર મંડાવી આપ્યું, અને તને ડુબતો તાર્યો તેનો તું સારો બદલો વાળવા આજ આવ્યોછું! કૃતઘ્રી, તેનો બદલો ઈશ્વર તને મોડો વહેલો આપશેજ, પણ હાલ તો જા—મારાથી વખતે તને કાંઈ વધારે બોલાઈ જશે.

**સિદ્ધરાજ**—(ક્રોધાંધ થઈ એકદમ છોકરા ઉપર તલવાર ઉગામતાં) લે જો હવે તારી હઠીલાઈનું ફળ ત્યારે!

**ડગાપચો**—(મરતાં મરતાં) માડી, માડી, માડી ઓ—ઓ ઓ—(હાલતો બંધ થાયછે)

**રાણકદેવી**—(ક્લાંત કરતા) પ—રે—પ—ર—મે—શ્વ—રા! આ—તા—રો—શો—કો—પ! (મુર્છા આઈ ભોંય પડેછે)

**સિદ્ધરાજ**—(બાહાર આવી ગુસ્સામાં વિસલને) હવે એ ક્યાં જવાની છે? તમે આ છોકરાના મુડદાને કોઈ ખાડામાં નંખાવીદો, અને રાણક તથા તેના બિજા છોકરાને રથમાં

બેસાડી તાકીદે આપણી છાવણીમાં લાવો ? આખી રા
ત્રનો મને ઉજાગરો હોવાથી હું સત્વર તંબુએ જઉછું.

(જાયછે.)

(વિસલ રાણકદેવીને રથમાં બેસાડવાનો પ્રયત્ન કરતાં તેને ભાન આવેછેએટલે)

રાણકદેવી—(આંખમાં આંસુ આણી)

લલિતવૃત્ત.

સકળ વિશ્વના, નાથરે, અરે,
જુલમ ઝાપટાં, શાંશિરે હરે;
અરરે કોપ આ, ના ખમાયરે,
પ્રિતમ ક્યાં ગયો પ્રાણ જાયરે!
અધમ પાપિએ, બાળ મારિયો,
જમદુતે જરા, ના વિચારિયો;
અધિક દુઃખ એ, ના વદાયરે,
રસિક ક્યાં ગયો, પ્રાણ જાયરે!
તુજ વિયોગથી, કષ્ટ બ્હો પડે,
તુજ વિના પિયૂ, વ્હારે કો ચડે;
તુજ પરાક્રમો, ના ભુલાયરે,
પ્રિતમ ક્યાં ગયો, પ્રાણ જાયરે!
કઠિણ કાળજૂ, પાપિ ધારશે,
શિયળ માહરૂં, ના વિચારશે;
મરણ તેહથી, સારૂં થાયરે,
રસિક ક્યાં ગયો, પ્રાણ જાયરે!
મુજ ભુમી મુકી, ક્યાં હવે જઉં,
પિયુ મુકી અને, અન્ય શું ગ્રહું;
પ્રિય પતી વિના, ખાય ધાયરે,
પ્રિતમ ક્યાં ગયો, પ્રાણ જાયરે!
નજર ના ખુપે, ક્યાંહ તું ગયો,
ખબર ના પડે, જીવતો રહ્યો;

ધિરજ ઊરમાં, ના ધરાયરે,
અરરર આ પિયૂ, હાય હાયરે ! ! !

રાગ દેશની ખમાચ.

(એક અતર નાર;—એ રાહ)

કરી નિરાધાર, ગયો પ્રાણ આધાર,
પ્રભુ છતાં નિરધાર, રઝળી રજની;
આવ્યું દુઃખ અપાર, જાઊં કયાંહ અરે ! કરિ નિરા. ટેક
જોઈ લોકનો પ્યાર, ઉર જખમ માર,
પ્રાણ જાયે આ વાર, રઝળી રજની;
મને રઝળાવિ વન, પ્રિય કયાંહિ રહ્યો ! કરી.
જીવ્યું હવે ધિક્કાર, કાઢું પ્રાણ આ વાર,
આપો કોઈ તલવાર, રઝળી રજની;
ઉતરી આ ભવ પાર, આવું શર્ણ હરે ! કરી.

વિસલ—મામી, મામા વઢવાણમાં જખમી સ્થિતિમાં છે તેમ છતાં તમે નાહક આટલો બધો શોક શાને કરોછો ! આપણે અહીંથી નિકળી બે ત્રણ દિવસમાં એમને જઈ મળીશું, માટે ચાલો તાકીદ રથમાં બેસો ?

રાણકદેવી—(રથમાં બેસતાં) ભાઈ, સાચો વહાલેષરીતો હવે આ જગતમાં તુંજ રહ્યોછું ! જેવું મારૂં તગદીર ! !

(જાયછે.)

અંક ચોથો સમાપ્ત.

# अंक ५ मो.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ—વઢવાણમાં સિદ્ધરાજનો તંબુ.

**સિદ્ધરાજ, રાણકદેવી, તથા (થોડીવાર પછી) માણેરો.**

**સિદ્ધરાજ**—(હાથમાં ખુલ્લી તલવાર લઈને) કેમ રાણક, તા

રો હવે શો વિચાર છે? એક છોકરાનોતો તેં આડાઇમાં ને આડાઈમાં જીવ લેવરાવ્યો, અને આજ તું મારી ઇચ્છાને સ્વાધિન નહિ થાય તો, બિજાનો પણ જીવ લેવો પડશે!

**રાણકદેવી**—(કંપતાં) મારા પ્યારા ખેંગાર શિવાય મારી આ દેહનો બિજો કોઇ આ દુનિયામાં માલીક નથી!

**સિદ્ધરાજ**—હજુ સમજ?

**રાણકદેવી**—(બેપરવાઇથી) સમજીનેજ ઉત્તર આપુંછું!

**સિદ્ધરાજ**—પછી પસ્તાઇશ!

**રાણકદેવી**—ઇશ્વરે જે ધાર્યું હશે તે થશે! મારા પ્રાણનાથ કયાં છે, એની મને પૂર્ણ ખાત્રી થાય તો હવે આ દુનિયામાં વધારે રહેવા મારી મરજી પણ નથી!

**સિદ્ધરાજ**—(જરા નરમ પડી) પ્યારી રાણક, આમ છેક હઠીલાઈ કરી, તું તારો, તારા પતિનો અને તારા છોકરાનો સ્વાર્થ શું કરવા બગાડેછે?

**રાણકદેવી**—એ લોકોનો સ્વાર્થ મારા આ દેહ સાથે છે પણ મારા પ્રાણ સાથે નથી!

**સિદ્ધરાજ**—તું કેવળ આડાઈ ભરેલા જવાબ આપેછે, માટે કાંઈ વિચારીને બોલ?

**રાણકદેવી**—એમ ફરીફરીને પૂછવાથી શું ફળ છે? રાણકદેવી આ માયિક દુનિયાના ક્ષણીક અને જુઠા સૂખથી લલચાઈ, કદી પણ સ્વર્ગનું સૂખ વિસારશે નહિ!

**સિદ્ધરાજ**—(તેને આજ વધારે નરમ જોઈ સ્પર્શ કરવા આગળ ધસી) પ્રિયા, નકામો ભાવ શું કરવા ખાયછે?

**રાણકદેવી**—(ધિક્કારની સાથે મોટે સ્વરે) કામાંધ પાપી, આઘો જા! સબળાએ અબળાનું રક્ષણ કરવું જોઇએ. એ સિદ્ધાંત મૂકી, તેવું તને ઈશ્વરી ફરમાન થયા છતાં તે વિષયાંધપણે તોડી, તું એક અનાથ અને નિર્દોષ સ્ત્રી ઉપર નિર્લજ્જપણે બળાત્કાર વાપરવાનું આદરી બેઠો છે, તેનું

પરિણામ થોડાજ વખતમાં હવે નઠારૂં આવ્યું સમજજે ?

સિદ્ધરાજ—ત્યારે તું મને પરણી હોત તો આમજ કરત કે ?

રાણકદેવી—તે વખતની વાત તે વખતે હતી.

સિદ્ધરાજ—પ્રિયા, તારા ખેંગાર કરતાં, રૂપ ગૂણ અને ધૈર્યમાં હું શું નઠારોછું ?

રાણકદેવી—આવીજ રીતે હવે ફરીથી બોલીશ તો મારૂં માથું તારી છાતીમાં પછાડી હું મારો પ્રાણ આપીશ !

સિદ્ધરાજ—ત્યારે તારા બિજા છોકરાને પણ મારેજ હાથે-

રાણકદેવી—કર્મનાં ફળ કર્મ ભોગવેછે !

માણેરો—(દોડતો પ્રવેશ કરીને) માડી, પેલી સામેની ઓરડીમાં મને દોરડાં બાંધી પૂરી રાખ્યો હતો, તે કરડીને નાહાસી આવ્યોછું; જનેતા, તું ક્યારની આટલી બધી ચિસો કેમ પાડેછે ? આ અસૂર તને ક્યારનો શું વિપત્ત પાડેછે? કાંઈ પણ હથિયાર તારી પાસે છે કે નહીં; હોય તો આવ મારી પાસે; એ ખુની એક અગિયાર વર્ષના રજપુત બચ્ચાનો હાથ શું જાણશે ?

સિદ્ધરાજ—(ગુસ્સે થતાં તેની ગરદન પકડી તલવાર ઉગામી) આવ મને હાથ બતાવવા ?

રાણકદેવી—(બે હાથ લાંબા કરી છોકરાને પાછો ખેંચવા જતાં)

(ઝાંઝ્ડે લગરવા મુરખ;—એ રાહ.)

છોડીદે છકેલ છેક, છોરૂં છે વિચારિરે;        છોડી.
નથી ઘા ઝેલવાને, એ લાયક તિલભારિરે;        છકેલ.
વિભૂ આ વેળા ક્યાં જઈ સૂતો, પાળકધું નિદાન,રે,
                    પાળક, પાળક, પાળક, રે,
પ્રભૂ ઝટપટ આવી, મારૂં દુઃખડો વિદારિરે; છકેલ.

મારા કોડામણા કુંવર, તું આ નફટ આગળ વધારે બોલીશ નહીં; જોને તે દિવસે છેક પશુવત તારા નાના

ભાઇનો જીવ લેતાં તેણે જરાપણ વાર કરી હતી!

**માણેરો**—નહિ નહિ બસ. (એકદમ જુસ્સામાં આવી સિદ્ધરાજની છાતીમાં પોતાનું માથું પછાડતાં એનો તલવાર વાળો હાથ ઝાલી લઈ મોટું બચકું ભરેછે, જેથી તેના હાથમાં ઘણુંજ લોહી નિકળતાં હાથમાંથી તલવાર પડી જાયછે, જે રાણકદેવી તરત ઊચકી લેછે, જેથી ગભરાઈ બિજું શસ્ત્ર લેવા સિદ્ધરાજ અંદરના ભાગમાં દોડી જાયછે.)

**રાણકદેવી**— (રાગ. વનચર વીરા વધામણી.)

કુંવર કોડામણા કારમા,
ન્હાસી જા તું આવાર;
શસ્ત્ર લઈ શત્રુ આવશે,
મારૂં કુળ તું વિચાર. કુંવર.

**માણેરો**— માતા મૂકી તને નહિ જઊં,
નહિ ક્ષત્રિનું કામ;
મરીશ મારી મહા પાપિને,
રાખુ દુનિયામાં નામ; માતા.

**રાણકદેવી**—જીવતો રહી મારા લાડકા,
લેજે વેર કો દીન,
મરીશ હું તેની ચિંતા નથી,
પૂત્ર આજ્ઞા આધિન. જીવતો.

**માણેરો**— નાના માતા એવું નહિ કરૂં,
રસ્તો કૂડો કે'વાય;
એવી શિખામણ દે નહિ,
ક્ષત્રિ કાયર થાય? નાના.

**રાણકદેવી**—નિર્દય અધર્મિ એ છે ઘણો,
કુંવર પડે તું બાળ;
વાઘ સમીપ અજા શું કરે,
વ્હાલા દોડી જા હાલ? નિર્દય.

**માણેરો**— થાકીગઈછું તું ક્યારની,
ન્હાસી જા પ્રિય માત;

ખબર લઇશ રહી એકલો;
હશે ક્ષત્રિની જાત! થાકી.

**રાણકદેવી**—હઠ કરે તું શું આ ઘડી,
મનડું મારૂં કોરાય;
અરેરે અધમ જોઓ—આવિયો,
કર ભગવાન સ્હાય! હઠ.

(માણેરો જોર કરી રાણકદેવીના હાથમાંની તલવાર છિનાવી લઇ એક ખુણામાં ભરાઇ જાયછે.)

**સિદ્ધરાજ**—(ભાલો ઉગામી રાણકદેવી તરફ નજર કરતાં) કેમ રાણક, આ ભાલાથી હવે તારો અને તારા માણેરાનો હવે જીવ જાશેહું, માટે હજુ કાંઇ વિચાર કરી ઉત્તર આપ!

**માણેરો**—(ખુણામાંથી એકદમ છલંગ મારી ઘા કરતાં) આવ હવે વિચારીને ઉત્તર લેવા! (પીઠમાં સુંસરો ઘા ઉતરી જાયછે, જેથી સિદ્ધરાજ બેભાન થઇ લોંય ઉપર પડેછે, જેનો ધબાકો સાંભળતાં આસપાસના પહેરેગીર વગેરે દોડી આવી, માણેરા ઉપર તલવારનો વર્ષાદ વરસાવેછે, જેથી એક બેને ઘાયલ કરી માણેરો પડેછે અને રાણકદેવી થર થર કંપતી મુર્છાગ્રસ્ત થાયછે.)

**સિદ્ધરાજ**—(જરા ભાન આવતાં શરમીંદો થઇ બધાં માણસોને બહાર કાઢી) અરે, નિર્ભાગી રાણક, હવે છેવટે તારો જીવ સેવાનો બાકી રહેછે, માટે હજુ પણ કહુંછું કે મારી ઇચ્છાને સ્વાધિન થા! નહિતો ભૂંડો ભૂંડાને પાપે જાય તેમ તારે થશે!

**રાણકદેવી**—(બેભાનપણે) મા—ણે—રા મા-ણે-રા—મા-રા લાડકા! પ-તિ પ-તિ પ-તિ; ડ—ગા-ય-ચા, ડ—ગા-યચા.

**સિદ્ધરાજ**—(જવાબ નહીં મળવાથી ગુસ્સે થઇ) તારા બે છોકરાઓને, અને મારા શૂરા શૂરા સરદાર, સિપાઇઓને મારી નાંખવાથી તારા ખૈમાર ધણીને મારીનાંખનાર હું; એઓ બે ક્યારના રેસ્તે પડ્યા, અને તારા છેવટના જવાબ ઉપર

હવે તને રસ્તો બતાવવાનો બાકી રહ્યો છે, માટે ઉત્તર આપ?

**રાણકદેવી**—"(ખેંગાર" શબ્દનો અવાજ કાને પડતાં બેઠી થઈ, પણ કાંઈ ન દેખવાથી) અરે મતિ મૂઢ, લંપટ, વિષયી, કૃતઘ્નિ! ધુમાડીના બાચકા ભરવા માટે તેં મારા પ્રિય પતિ તથા મારા પ્યારા પૂત્રોના જીવ લિધા!(લાલચોળ આંખ કરી પોતાના માથા ઉપરના કેશ છુટા કરી નાંખી ) અરે વ્યભિચારી, દુષ્ટાચરણી, અત્યારસૂધી તારૂં ખરૂં પોત મેં પ્રકાશ્યુ નહિ, પરંતુ તું જેની વહાર તેની ધાડ, રાજા થઈ તારી રૈયતની બેટાબેટી તરફ કુદ્રષ્ટી કરનારો, પવિત્ર બ્રાહ્મણની સ્ત્રિયોમાં કહાનની માફક મહાલનારો, જસ્મા ઓડણ પોતાનું પાતિવ્રત સાચવવા જતાં તેનો તું જીવ લેનારો, નમુનાલા નટડીમાં ફસાએલ વિષયી બાપનો વિષયી પૂત્ર, મિનલદેવી અને તારા પિતા કરણની લગ્ન વિધી થયા વગર ઉત્પન્ન થયેલ હત બાગી જીવ, તને ધિક્કારછે! ધિક્કારછે તારી ધૈર્યતાને કે તારી કુલમતિ જાડેજી રાણી તારી છાતી ઉપર તારા પલંગનો પાયો મૂકી બીજા સાથે વિલાસ કરે, અને તે તું કાંઈ પણ મન ન ધરે, છતાં બિજાની સ્ત્રિયો તરફ હવતિયાં મારી ફરતોફરે! ધિક્કારછે તારા શુરાતનને કે ખુદ તારૂં ઘર મારનારને તું કાંઈજ ન કરી શકી તારા જગદેવ સેનાપતિ આગળ કોઈ નાંનાં છોકરાંની માફક રોવા બેઠો! તું અધમ સોલંકી, રજપુતનું નામ બોળનારો સો કલંકી (પોતાના બે હાથ ઘસી હાથમાંથી કંકુ ઉખાળતાં ) ધિકધિકતા હૃદયે અને બળતી આંતરડિયે શાપ દઊછું કે, મારાં કુમળાં નિર્દોષ છોકરાં મારી નાંખી મારૂં જેમ ન સંતાન કાઢ્યું, તેમ તારૂં ન સંતાન જજો; પાપી, ચાંડાલ, તારી ગાદી જેને તુ આપવા નહિ ચહાય, તેના હાથમાં

જજો, અને તેને પણ કોઢ નિકળી તે પણ નિર્વંશ જજો!! અને તારાં કરેલ મોટાં કામો ખડીત થઈ, તારૂં નામ ડૂબજો ! ડૂબજો !! અને ડૂબજો !!!

(હાથમાંથી ફરી કંકુ ઉછાળેછે.)

**સિદ્ધરાજ**—(થરથર ધ્રુજી તેને પગે પડતાં)

માતા, માતા, માતા, રાણકમાતા, તારા આગળ હું ધૂળ ચાટૂંછું,(મ્હોંએ તમાચા મારેછે) સતિ,મને માફ કર,માફ કર, હું તારો દાસાનુદાસછું, માટે ક્ષમા કર, ક્ષમા કર ! (સાષ્ટાંગ દંડવત પ્રણામ કરેછે.)

**રાણકદેવી**—(સત ચઢીગએલ અવસ્થામાં જુસ્સો લાવી) અરે દુષ્ટ પાપી, ક્યાંછે મારા પ્રાણપતિનું શબ ? આજ સૂધી તેં તે છુપાવી, મને નાહક ભમાવી, મારો અને મારા પ્રાણનાથમાં અંતર પડાવી નાંખ્યો ! (આકાશમાં અવાજ થાયછે.)

"રાણકદેવી, રાણકદેવી" !

આવી, આવી, પ્રાણપ્યારા આવી ! ! !

(હાથ ધસી ફરી કંકુ ઉછાળેછે.)

**સિદ્ધરાજ**—(બે હાથ જોડી) મહાદેવી, અત્યારસૂધી હું તને માત્ર "રાણક" કહી બોલાવતો હતો, પણ હવે દેવી અને માતા કહુંછું; માતા, મારા ઉપરનો કોપ તું શાંત કર !

( પગે લાગેછે. )

**રાણકદેવી**—અધર્મિ, હવે તું મને ગમે તે કહીશ તેની મને પરવાહ નથી; વળી હું એક રજપુતાણી એક ખુલ્લી તલવાર લઈ હવણાંજ તારા લશ્કરમાં નિકળી પડું, તો તારૂં બળવાન લશ્કર મને શું કરી શકનાર છે ! પરંતુ મારે હવે શેના માટે લઢવું! પતિતાત્મા,મારા સ્વામીનું શબ આપવામાં જેટલી વાર કરેછે,તેટલી તને અને મને નુકશાન

કારકછે; માટે ચાલ તાકીદે તે રજુ કર, અને મને ભોગાવા નદી ઉપર લઈજા ?

**સિદ્ધરાજ**—(હાથ પાય જોડી) જેવી માતાજી તારી મરજી.

(કોડતો પાસેના તબુમાંથી શાળ લાવી રજુ કરેછે; સતિ હાથમાંથી કંકુ નાળિયર, પતાસાં, વગેરે કાઢી છોકરાં તરફ ફેંકેછે, અને છેવટે ભોગાવા નદી તરફ તેઓ જાયછે.)



# પ્રવેશ ૨ જો.

## સ્થળ-ભોગાવા નદીનું તટ.

**સતિ રાણકદેવી, જોવા આવનાર હજારો માણસો, તથા સિદ્ધરાજ વગેરે.**

**સતિ રાણકદેવી**—(સ્નાન કરી પ્રથમ લોક તરફ મ્હોં ફેરવી) આર્ય બાંધુઓ, તમને છેલ્લા પ્રણામ કરતાં હું એટલું બોલવાની મારી ફરજ અને જરૂર જાણુંછું કે, તમે સદા સદાચરણી થજો; આર્ય વિર પુરૂષો પોતાનીજ સ્ત્રિયોમાં ચૂસ્ત રહેજો; અને સ્ત્રિયો પોતાનાજ પતિમાં નિઃમગ્ન રહેજો; જેથી પતિ અને પત્નિના પરમપવિત્ર અને અતિ સૂખદ સંબંધમાં વૃદ્ધિ થતાં આ લોક અને પરલોકમાં તમને સૂખ મળશે; દ્રષ્ટાંત દાખલ કહેવું પડેછે કે મારૂં પાતિવ્રત સાચવવાખાતર પ્રથમ મારા પ્રિય પતિનું બલિદાન, મારા બે સુકુમાર પૂત્રોનું બલિદાન, મારા નિમકહલાલ સિપાઈ અમલદારોનું બલિદાન, રાજ્ય ખજાના તથા વૈભવનું બલિદાન, અને છેવટે મારૂં બલિદાન !! અહા ! આવાં સહસ્ત્ર બલિદાન થજો, મારા જેવી લાખો અને ક્રોડો રાણક શિયળની ખાતર પડજો, પરંતુ આપણા અનાદિ, આતિહારક અને પ્રદિપિતધર્મથી ગમે એવી લાલચો અને સંકટ આવી પડ્યાં છતાં જરા પણ વિમુખ થશો નહી ! (પોતાના બે હાથ પસો કરી કંકુ તથા પ્રસાદ કાઢી લોકો તરફ ફેંકયા બાદ પૂર્વતરફ મ્હોં કરી)

પદ રાગ કાફી (ધિરાના પદનું).

ત્રાતા તમે તારોરે, તારા વિન આરો નહીં;
ભવ સિંધુ ખારોરે, ખારામાં જીવું નહીં;　　ત્રાતા.
વ્યાસ વાલ્મિકને દૂરવાસા સહુ, પામ્યા નહીં તુજ પાર;
સૂર્ય શશી ગ્રહ જળ સ્થળ જોઈ, વિસ્મિત થાઉ અપાર;
ગહનગતી તારિરે, વિસ્તારી જાયે નહીં;　　ત્રાતા.
દ્રોપદીની તેં લજ્યા રાખી, ભરી સભાની માંહ;
દમયંતિ તારા સિતા સંભાળ્યાં, વિપત્તી પળ માંહ;
નથી સ્થળ એવુંરે, જેમાં જગદીશ નહીં;　　ત્રાતા.
તારૂં ભજન જેણે ભાવે કિધું, દિધું તેં મૂક્તિ ધામ;
પ્રલ્હાદ ગજેંદ્ર સૂદામાને, પહોંચાડ્યા સુખ ધામ;
નથી ભક્ત એવારે, કૃપા તેં કીધિ નહીં;　　ત્રાતા.
પ્રિય પતિ પૂત્રોને મળવા, આવુંછું તુજ પાસ;
દિનાનાથ દયા તું કરીને, છોડાવે ભવ પાષ;
ભગવાન ઉર આશારે, ભવાશા નહીં નહી;　　ત્રાતા.

(આકાશમાંથી ફુલની વૃષ્ટી થાયછે).

**સિદ્ધરાજ**—(હાથ જોડીને) સતિ રાણકમાતા, તારે જે જો-ઇએ, અગર તારી ઉત્તરક્રિયા વિષે તારી જે વાંસના હોય તે મને તું સૂખેથી જણાવ!

**સતિ રાણકદેવી**—હું કોઈની નથી, અને મારૂં જગમાં હવે કોઈ નથી!

**સિદ્ધરાજ**—(પગેલાગીને) માતા, હું તારો ચરણરેજ કિંકરછું!

(સતિ પોતાના પતિનું તથા પુત્રનું મસ્તક પોતાના ખોળામાં લઈ અતિ પ્રેમના અને પ્રમોદથી ચિતામાં બેસેછે એટલામાં ટોળામાંથી અવાજ થાયછે)

"આપ ખરેખરાં સતિ હશો તો અમારે અગ્નિ લાવ-વાની જરૂર પડશે નહીં"

સતિરાણકદેવી—(ધ્યાન ધરી)

**સોરઠા.**

સ્વપ્ને પણ કો દીન, પર નર ઉર ચિંતવ્યો હશે;
સતિનાં રહિ નહિ ચિન્હ, ખોટી ઠરજો રાણકી !
ખરા પ્રેમને માટ, દગ્ધ હૃદય થાતું હશે;
અગ્ની તારી વાટ, આજ જુએ ક્યમ રાણકી ! !

(સતિના જમણા પગના અંગુઠામાંથી એકદમ જવાળા પ્રકટી ચિતાની ચારે તરફ વિટળાઈ જાયછે.)

લોકો—(હર્ષનાદમાં) જય સતિ, જય સતિ, સતિ માતકી જય ! ! જય ! ! જય ! ! જય ! ! !

(સતિ પતિ તથા પુત્રો સહુ વિમાનમાં બેસી આકાશમાં જતી જણાયછે બાદ સર્વ વેરાયછે.)

—⁂—

# પ્રવેશ ૩ જો.

## સ્થળ—સિદ્ધરાજનો તંબુ.

સિદ્ધરાજ (એકલો.)

સિદ્ધરાજ—(સ્વગત) હર હર હર હર, ગઈ સતિ ગઈ ! પ્રતાપી પ્રેમદા પોતે પાવક પ્રકટી પ્રજળી ગઈ ! સૂર્યવંશી સતિ સુંદરી સત્યને માટે સ્વામીની સાથે સ્વર્ગે સિધાવી ! આવીજ દ્રઢ સ્ત્રિયો જ્યારે આ દેશમાં થશે, ત્યારેજ આ દેશ દુર્ગુણ રહીત બનશે, ત્યારેજ આ દેશમાં ફરી વિક્રમ ભોજ, અને હરીચંદ્ર રાજા પ્રકટશે, અને ત્યારેજ આ દેશ એક વખત ફરી મહત્તા પામશે ! રાજ્યની સ્થિતી સુધારવી હોય ત્યારે ખેતીની આબાદાની થાય એવા ઉપાય યોજવા જોઇએ, અને સંસાર સ્થિતી સૂધારવી હોય ત્યારે સ્ત્રિયોજ પ્રથમ સૂધરે એવા ઇલાજો લેવા જોઇએ, એ સિદ્ધાંત આ ઉપરથી તાદ્રશ્ય લાગેછે. પણ અરે હવે મારી

શી દશા થશે! સ્ત્રી હત્યા અને બાળ હત્યા તો મારે ક-પાળે હડહડતી ચોટી! સતિ શાપ પણ એવો દઈ ગઇકે હવે આ ભવમાં કોઈ રિતે મન વાળવાનું કારણ રહ્યુંજ નહીં! હવે તો દેહના કલ્યાણ માટે હરદ્વાર સેતુબંધરામેશ્વર, જગન્નાથ, કાશી, અને દ્વારિકાં કર્યા શિવાય છુટકો નથી, અને નામ અમર રેહેવા ડેરાં સરોવરો અને રૂદ્રમાળાઓ બંધાવવાં;પણ આવું અઘોર કામ મને સૂઝાડનાર પેલા દેસલ અને વિસલ એ શુંભ નિશુંભની જોડી; જેઓ પોતાના મામાના નહીં થયા તો મારા શું થશે? વળી કોઈ મારા કરતાં વધારે બળવાન રાજા એમને મ્હોંએ હાથ ફેરવનાર મળે તો તેમનાએ થાય, અને કોઈ દિવસ મારૂં પણ આજ માફક નિકંદન એમનાજ હાથે જાય, માટે એવા અધમ કૃતઘ્ની આદમીઓ તો આ દુનિયાંમાંથી તાકીદે રવાને ક-રાય એમ થવું જોઇએ; સતિ રાણકદેવી, તારૂં પાતિવ્રત અને તારી અપૂર્વ પ્રૌઢતા અને દ્રઢતા માટે તને ધન્ય વા-દ આપુંછું! તારી બોલવાની છટા, અને તે વખત તારાં નયનની ચપળતા અહા! હાલના મારા શૂદ્ધ અંતઃકરણમાં અરે મારી આંખ આગળ તાજાં ને તાજાં રમેછે! સ્ત્રી મતિ પાનિયે એ કેહેવત તારા અંતઃકરણ માંહેલા ઉત્તમ અને અમુલ્ય પાણિયે ખોટી પાડી! દુનિયાંમાં તારૂં સૂખદ નામ ચંદ્ર દિવાકર સૂધી અમર રેહેવા હું આ ભોગાવા નદી ઉપર વિશાળ ડેરૂં બંધાવવા આજથી હુકમ આપુછું; પણ એ બધું તારે ક્યાં જોવુંછે?! અરે તું દેવી જેવી પૂજવા લાયક, સ્ત્રી શિરોમણી, જગત જનેતા, મેં મારા મન માંહલા એક પાપી વિકાર અને દ્વેશના આવેશમાં તારા પ્રિય પતિ તથા પરાક્રમી પૂત્રોને કાપી નાંખ્યા, ત્યારે તને કેટલું દુઃખ થયું હશે! તારા માંહલા ઉત્તમ ગૂણનું મને વ-

બત સરજ ભાન થયું હોત તો, હું તને માજી સમાન ગણી સાંજ સવાર સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી પછી જમત ! અરે પાપી સિદ્ધરાજ, અરે નર્કપાત્ર થઈગયેલ સિદ્ધરાજ, અરે ફુટેલા નસિબના સિદ્ધરાજ, જસ્માઓડણની હત્યાનો ચાંલ્લો તો તારા કપાળમાંથી ભૂંસાયો નહોતોજ તેમાં આ વળી બિજો ઉમેર્યો ! યશસ્વી ભાગ્યશાળી રાણકદેવી, તું તો તારા પતિ પૂત્રો સહ વિમાનમાં બેસી સ્વર્ગમાં સિધાવી પણ આ વિષયી સિદ્ધરાજ નર્કમાં હવે જીવતો, મૂઓ ! અરે, તારા વિલાપ મને હવે સાંભરી આવી મારૂં કાળજુ કચરી નાંખેછે ! મહાદેવી, તારે માટે મારૂં હૃદય ફાડી, ખાંડી, બાળી અને રાખ કરી ઉડાડી દઉં તોપણ થોડુંછે !! પણ અવસર ચુક્યા મેવલાની પેઠ અને રાંડ્યા પછીના ડહાપણ માફક હવે મારો પશ્ચાતાપ શા કામનો ! અરે અરે હું મારા પાપમાં ડૂબ્યો ! ડૂબ્યો !! ડૂબ્યોજ ! ! !

રાગ વંજારો.

ડુબ્યો ડુબ્યો હું જગદાધારા,
વ્હારે વળો હો વિશ્વાધારા !
ચમત્કારી તારા સહુ ધારા,
જોઈ ચાલે આંસુની ધારા, જી;
તારી કૃપા વિના નોધારા; વ્હારે
શાપ સતિના પ્રભુ મને સાલે,
તારા વિના સંકટ કો ખાળે, જી;
ભોગ લાગ્યા કરમના મારા; વ્હારે.
થયો થયો પ્રભુ હું પાપી,
મારી કૂબુદ્ધિ જાયે નહીં માપી, જી,
કરૂં ઉપાય હવે શા સારા; વ્હારે.
મરૂં જીવ્હા કરડી હવે મારી,
મરૂં કુવે પડી ગીરિધારી, જી;

આવી પડ્યા દિવસ નકારા; વ્હારે.
મહા દુઃખે કરી ક્યાં જાઉં;
ભવમાં રહી હવે શું રિબાવું, જી,
મ્હેલ માંહે મૂકુ અંગારા; વ્હારે.
પર સ્ત્રીમાં પુરૂષ જે ફસાશે,
મારી પેઠે અતી પસ્તાશે, જી;
થશે અંતે મહા દુઃખિયારા, વ્હારે.
વિભુ લેજો મને સંભાળી,
નાંખ મારાં પાપો તું બાળી, જી;
આવું ભગવાન ચર્ણે તમારા, વ્હારે.

(જીભ કરડી ભોંય ઉપર પડેછે, જેનો અવાજ સાંભળી બધાં ત્યાં દોડી આવેછે, અને છેવટે એકદમ ત્યાંથી કુચ કરવા ઠરાવ થતાં બધાં રાજ્યધાની તરફ પાછાં વળેછે.)

(નાટક સમાપ્ત થતી વખતે બે સુંદર છોકરાઓ નિચે પ્રમાણે ગાયન કરેછે.)

## રાગ માઢ અગર મેવાડો.

(અમલામાં રેન ગુમાઈરે ઢોલા; એ રાહ.)

વિષયે લાજ લૂંટાઈરે, વિરો, કરો કાંઈ વિચાર; ટેક.
ધીમંત શ્રીમંત શુરવંત સારાં, હતાં ક્ષત્રીનાં રાજ્ય;
વિષયમાં નિરવંશ ગયા જૂઓ, કરણ ને સિદ્ધરાજ,રે! વિ૦
ત્યાર પછી મૂસલમાનોના વંશો, મોગલ ખીલજી ગણાય;
વિષયમાં ધૂળધાણી કીધું,રહ્યા,"મીસરી ચાવલ ખાય";રે!વિ૦
વિદ્યા કળામાં શૂન્ય હતા તે, સર્વોપરી છે આજ;
શેઠ હતા તે સેવક બનતાં, વિપરીત દિસે સમાજ,રે! વિ૦
દાદાના ડોળા દાંત ગયા પણ, મંદીરે ડેશો ખાય;
નારીના ટોળામાં કરે કુચેષ્ટા,કેવો અનર્થ દેખાય;રે! વિ૦
માત પિતાનું દેખિને છોકરાં, ઘર ઘર રમવા જાય;
સમજે નહીં ઉગ્યો આથમ્યો તોપણ,વિષય બધિ જણાય,રે,વિ૦
આંધળી લૂલી લંગડી પ્રજા, દીન દીન દૂર્બલ ગાય;
આર્યભુમીનું ભોલું વાળેશું, ચિંતા રહે ઉર માંહ,રે! વિ૦

પૂર્વ પશ્ચિમ ઉતર દક્ષિણ દોડો, જાવો વિવિધ કળાય;
દેશની જાવટ બાઇઓ બાગો, જીંતર જોઈ હરખાય,રે!વિ૦
ઝળહળ જ્યોત પ્રકાશે આ દેશે, એવા કરો ઉપાય;
વિજય વિજયને શાંતિનાં વાજાં, વાગો આ દેશે સદાય,રે૦વિ૦
આજનો એ પરિપૂરણ કરતાં, એટલી અર્જ કથાય;
ભગવાન દર્શન સજ્જન મળતાં, હૃદય પ્રફુલ્લિત થાય,રે!!! વિ૦

( પડદો પડયો )

**સમાપ્ત.**

